# તકોબરીની તોજેરી

પૈસાદાર પણ નમાણો, શુદ્ધો, જવાન
એક ગરીબ અબળાના સદગુણોથી
આકર્ષાઈ ધીરજ, ખંત ને કુદરતી
મદદથી કેમ ફતેહ મેળવે છે તે
બતાવતી ને પૈસાની ધુંઈમાં
તકોબરી રાખતી માતાની
સાન ઠેકાણે લાવતી
એક પારસી
સંસારી વાર્તા.

પ્રગટ ક્તાઃ—
રતનશાહ એફ. અચારીઆ.
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફરડ મારકેટ મુંબઇ.

વાર્તાવિભાગ-પુષતક ૭૯-મું

કીંમત.......બે.......આના

# તકોબરીની તોજેશ.

લખનારઃ—B. L. M. (જમશેદપુર)

"વાર્તા વિભાગ." ઠે. ક્રાફરડ મારકેટ; મુંબઇ.

## પ્રકરણ—૧ લુ.

પારસીઓના નવા વરસના સખકતા તહેવારો શરૂ થઇ ચુકયા હતા. હારેહાર 'સેલ'ના રંગ-બે-રંગી કપડાંઓ હવામાં આમથી તેમ ઉડી રહ્યાં હતાં. ખરીદીએ ઉતરી પડેલાઓમાં મોટે ભાગે તો પારસી બાનુઓજ નજરે પડતી હતી, અને ન્યુ ચરનીરોડ જંકશન પરની તમામ દુકાનોમાં શોખીન ગ્રાહકોની પુષ્કળ આવણુ જાવણુ જોવામાં આવતી હતી. ખાસ કરીને એક સહાસીક પારસી કાપડની દુકાનવાલાને ત્યાં તો જબરી ગીરદી અને ભચડાકચડી સૌનું વિશેષ ધ્યાન ખેંચનારી થઇ પડી હતી, અને તેઓને ત્યાંનો રૂપ્યા પૈસાનો ખણુખણાંત સાંભળતાં તો એમજ સાફ મલુમ પડતું હતું કે ત્યાં તો એક નાની જેવી ટંકશાળજ જાણે ચાલતી હતી!

આ ઉપલી દુકાનમાં ભચડાકચડી અને આવણુ જાવણુ એટલી તો હદ બહારની હતી કે નવાં આવનારાઓ માટે જગ્યા લેવાનું કામ પણ જાણે મુશકીલ થઇ પડયું હતું. દુકાનની અંદર પારસી બાનુઓના હલ્લા-બકારનો તો જાણે કાંઇ સુમારજ ન હતો. ખુદ અંદરના વેચનારાઓ વટીક ગ્રાહકોને સમજાવતા અને કપડાંઓની તરેહવાર ખુબીઓ જણાવતા ઘણી જહેમત જાણે ઉઠાવી રહ્યા હતા.

વેચનારાઓ અને ભાવતાલની પઠુણ કરવામાં જગે જગે પારસી બાનુઓ અને મરદોની નાની જેવી એક ફોજ જાણે કામે લગાડવામાં આવી હતી. બાનુઓ તથા ગૃહસ્થો ને લગતો તરેહવાર અને કીસમ કીસમનો માલ ગરીબો તેમજ તવંગરોને પોષાય તેવોજ ખાસ રાખવામાં આવ્યો હતો, અને કાપડોના તાકા ને તાકા એલાર પેલાર ઢગલાબંધ જોવામાં આવતા હતા. આ ધમચકરી બધી દુકાનની ભીત્તર ચાલતી હતી, પણ બહાર તો વળી કાંઇ ઔરજ મામલો નઝરે આવતો હતો. બહાર મોટર

ગાડીઓની જાણે અણગારજ લાગી હતી અને તે તરફનાં આવતા જતા રાહદારીઓ માટે ચાલવાનું પણ જાણે એક મુશ્કેલ કામ થઇ પડયું હતું.

આ બધી વાટાઘાટ ચાલે છે તેવામાંજ ઉપલી પારસી કાપડવાળાની દુકાનની સીડી ઉપરથી એક કોઇ ઘણેજ ગભરૂ જેવો દેખાતો જવાંન બહાર ઉતરી આવ્યો, તેને પોતાનાં જમણાં હાથમાં એક મસ મોહટું બંડલ પકડેલું હતું અને બીજે હાથે રૂમાલે પોતાનો પસીનાથી ભીંજાઇને તર થયલો ચેહરો સાફ કરતો, સીધો પોતાની મોટર આગળ ચાલી આવી જાણે ઘણીજ બેદરકારીથી પોતાનાં હાથમાનું બંડલ અંદર ફેંકી દીધું અને બરોબર તેની પછવાડેથીજ તે દુકાન માંહેલા બીજા બે પારસીનાં છોકરાઓ પોતાની સાથે જે બોચકાંઓ ઉંચકી લાવ્યા હતા તે પણ તેઓનાં હાથેજ બરોબર ગોઠવાવી દઇ મોટર ત્યાંથી હંકારી ગયો.

આ ઉપલો બનાવ બની ગયો કે તુરતજ તેજ દુકાંનમાંથી એક કોઇ ગરીબ જેવી દેખાતી પારસી બાઇ બહાર નીકલી આવી અને રસ્તાની આજુબાજુ ઘણીજ નસીપાસી સાથ આમતેમ જેવા પછી, તેણીનો પોશાક કાંઇ ખાસ કરીને ધ્યાંન ખેચનારો તો નહીજ કહેવાય પણ પારે શક તેણીનો દેખાવ દીલખુશ અને કાઇનું પણ મન હરી લે તેવો તો જરૂરજ હતો.



પ્રકરણ—૨ જું.

"અરે રે, જાંહ છે તાં પેલા હમણાંજ કોઇ પારસી ચાલી ગીયા તેવણુજ માહરૂં કોરનું પેકેટ ભુલમાં ઉંચકી ગયલા હોવા જોઇયે, કારણ કે તેવણુનાં સામાનની આગલજ મેં માહરી કોરવલું બંડલ મુકયું હતું. હવે ? બીચારાં માંયજીને હું શું જવાબ અપશ ?" બેધ્યાંનપણે અને ઘણીજ ધ્રંતેજારીથી તેણી ઉપલું બબડી અને ઘણીજ નાસીપાસી સાથ પોતાનાં ઘર તરફનો રસ્તો હવે લઇ લીધો. તેણી બીચારીએ પોતાનાં મન સાથ સાફ સાફ વીચાર કરી લીધો કે દુકાંનની અંદર પાછી જાઉં અને પરપુછ કરૂં, પણ તેના જેવી એક ગરીબની દાદ—ફર્યાદ લેનારૂં ત્યાં કોણ હોય ? તેણીએ વળી જોઇ લીધું હતું કે ઘણે મોટે ભાગે તો બધાં મોટે મોટે ઘરનાંજ અને ધપધપ્યાઓજ ભીત્તરમાં હતાં તેઓની વચ્ચે તેણીએ બારહેલી રૂપ્યા—બે રૂપ્યાની એક સાડીની નજીવી કોર માટે તેણીની ફરીયાદ કોણ સમજનાર હતું ? અને આટલુંજ વમાસી તેણીએ સડસડાટ ત્યાંથી ચાલુ મુકયું.

\+ + +

"લે ચાલની, નવલ, શું થયું ? મરે કેટલો વાર ?" મેહરબાંનું નીકલસને પોતાનાં દીકરાને માળી સાથે હાથમાં ગાંસડા પોટલા સાથ દાખલ થતો જોઇ પુકાર્યું.

"અરે માંયજી બોલોજ ર્ના. આય હોરમસજી એન્ડ સન્સવાલા-ઓને ત્યાં શું ધમાલ ! સારૂંજ થયું કે તમે નહી આયાં." નવલે જવાબ કર્યો

"લાવની, જરા જોઇએ તો ખરાં, આય બધાં બંડલો અને પેકેટોમાં શું શું વ્હોરી આયો છ ? બોલની જોઉં દીકરા ?"

"જોવની માંયજી, આય છે તે તમાંરે વાસ્તે બધી કીસમ કીસમની સારીઓ છે. તમુંને જે પસંદ પરે તે રાખજો, બાકીની પાછી આપવાની મેં બોલી કીધેલી છે." તે હેતવંતા દીકરાએ દરેકે દરેક પેકેટો ખોલતાં પોતાંની માવતર ને વીગતવારે સમજાવવા માંડયું. "આય છે તે બધી જાત જાતની કસબી કોરો છે. આય સ્વીટઝરલેન્ડની બોંબાંમાંની કોરો છે. આય તમારે વરે બહાર જાઓ ત્યારે પેહરવા સારૂં—રેશમી મોજાં છે. આય સદરા માટેની નેટનાં બે તાકાઓ છે. આય તમારે વરે રેશમી રૂમાલો છે, આય પેકેટ બ્લાઉઝનું છે. આય મારા કોટ-પાટલુંન માટેનું રેશમી કપરૂં છે ને પપાનાં ડગલા પાટલુન માટે પણ આય હમારા બાપ–દીકરાના મોજાં અને રૂમાલ છે, તહમે સમજ્યાંની માયજી ? તહમે આસ્તે આસ્તે બધું જોતા થાઓ અને હું કેવું વસાવી લાયોછ તે વીશે તમારૂં મત આપજો માયજી."

"પણ મરે બધો મલીને આંકરો શું થયો દીકરા ?"

"બધું મલીને નવસો ને પચાસ, માયજી, કેમ તમારે મનસે ઘણું—પણ અરે—એ આય નાનું પેકેટ કોણનું ? એ કાંઈ આપરૂં નથી ?" કાંઇ બલતાંજ પેકેટ તરફ તેનું ધ્યાન ખેંચાતા નવલ ચમકી ઉઠયો. "આયનો ભુલમાં હું કોઇનુંજ પેકેટ ઉંચકી લાયોછ આય શું, ઉપર કોઇના નામની કાપલી પણ છે !"

"જરા ખોલીને જોતો ખરો દીકરા, અંદર શું છે તે તો જરા જોઇયે ?" મેહરબાનુએ ફરમાવ્યું અને નવલે તે નાનું બંડળ ખોલી જોતાં માલમ પડયું કે તે તો એક ઘણીજં સાધારણ અને બહુજ સસ્તામાની સાડીની એક કોર હતી.

"અરે રે નહી, એ છીછરાં જેવી કોર ઘણું ઘણું તો એક રૂપયાની હોશે ને તેમાં વરી કોર દુકાનદારને રાખવા આપી હોશે તેથી દુકાનવાલાએ નામની કાપલીબી મારીચ એમનું એમ આય પેકેટ ફેંકી દે અને હાથ સાબુએ ધોઈ નાંખ." તુંમાખી મેહરબાનુએ નાકનું ટીચકું ચઢાવી પોતાના દીકરાને સુચવ્યું.

"અરે નહીરે માંયજી, તહમેબી શું જો, આય તો બીચારી કોઇ ગરીબ બાઇનું છે, છતું તેનું નામ ઠેકાણુંબી તેના ઉપર છે એટલે તો હું પોતેજ સાંજના જઇને તે બાઇને હાથોહાથ પોંહોચતું કરતો આવશ." ગરીબો તરફ સદા રહેમદીલી ધરાવતા આ સપુતે તુરતજ જણાવ્યું.

"નહી ખબરદાર, હું તુંને ના કેહુંછની ? એવા મુવા ઇજારડાં પીજા-રડાંઓને તાંહ તું કાંય જાય વારૂં ? આપરા માળીને દર ઠેકાણું આપશે તો તે પોંહચાડી આવશે."

"વારૂં માંયજી તેનું તો થઇ રહેશે." નવલનાં ધ્યાંનમાં આય વાત નહી ઉતરતાં તેને હાલ તુરત તો ઉપલોજ જવાબ આપી સેહતાંન કાબો કર્યો.



## પ્રકરણ—૩ જું.

હોરનબી રોડ પર આવેલી સોરાબજી નીકલસનની ઍકસપોર્ટ અને ઇમપોર્ટની ધીકતી પેહડી બહુજ જાંણીતી હતી. તે હતી તો બહુજ જુની પેહડી, પણ જ્યારથી તેનો તમાંમ કારોબાર સોરાબજીનાં હાથમાં આવ્યો ત્યારથી તે આજની ઘડી વેરમાં કુદકે ને ભુસકે આગળને આગળ વધતોજ ચાલ્યો જતો હતો, તરેહવાર કીસમનો જાપાની, જરમન, અને ખુદ અમે-રીકન માલની ચાર માળાની ગંજાવર બીલ્ડીંગમાં પેટી-પેટારાઓની જાણે અંબાર લાગેલી દેખાઇ આવતી. આ નીકલસનવાળી પેહડીનું કાંમ બધું 'હોલ-સેલ' બીઝનેસ જેવુંજ હતું. રોજનાં કાંઇ સેંકડો વેપારીઓ આવી

ઠોક બંધ પેટીની પેટીઓ ઉંચકાવી જતા હતા, તેમજ બંદરો ઉપરથી પણ રોજની નવા નવા માલની ત્રાલીઓ પર ત્રાલીઓ ચાલુ આવતીજ જોવામાં આવતી, આ ધીકતી પેહડીનો હીસાબ સેંકડો તથા હજારોથી નહી પણ લાખોથીજ અંકાતો હતો. આ નીકલસનવાલી બીલ્ડીંગનો વીમોજ ફક્ત દેઢ કરોડનો ઉતારવામાં આવ્યો હતો.

સોરાબજી નીકલસન આસરે પચાસ એકની ભરતીનાં, ઉંચા ગરાર, જેવા, દમામદાર અને સદા હસતાજ ચેહરાનાં એક ઘણાંજ લાયકીવાલા જરથોસ્તી હતા. તેવણની વેપારની કુનેહ, મીલનસાર ખવાસ, અને મીઠી સાકર જેવી જબાંનથી તમાંમ નાના કે મોટા જાત-પરજાતનાં વેપારીઓમાં પુષકળ જાણીતા તેમજ માનીતા થઇ ચુકયા હતા. તેવણનો દીકરો નવલ આબાદ જાણે પોતાના બાપનીજ આબેહુબ કોપી હતો. તે પણ દેખાવમાં બાપના જેવોજ, દમામદાર અને સદા હસમુખાજ ચેહરાનો ગબરૂ જવાન હતો, તેને ઘણીજ ઉંચી વેપારી કેળવણી લીધી હતી અને પોતાના બાપના એક જમણા હાથે જેવોજ હતો, આ બન્ને બાપ બેટાઓ જાત તેમજ પરજાતમાં છુપી સખાવતો કરવા માટે મશહુર હતા અને ટુકમાં કહીયે તો આ ગરીબ ગુરબાઓની દુઆથીજ તેઓની આ નામીચી પેહડી ધમધુકાર ધીકતી હતી અને રોજના ત્યાં જાણે છક્કાંજ પડતાં હતાં.

મેહરબાનું નીકલસન—યાને નવલના માતાજી, ઉમરમાં તો જો કે લગભગ ચાલીસની ભરતીમાં ભરાયાં હતાં, છતાં તેવણનો ગોરો-પટમારો દેખાવ તેવણની ઉમરના પ્રમાણમાં જોતાં તો ઓરબી જવાનજ માલમ પડતો હતો, આ મેહરબાનું જોકે બીજી બધી રીતે તો જોતાં ઘણાંજ ભલા બાનું હતા, પણ પેલી કહેવત છે તેમ 'સૌ સારૂં ત્યારે પાણી ખારૂં" તેમ તેવણ મુંવામાં એકજ અને તેબી વળી નહી માફ થઈ શકે તેવી કમાલ એબ હતી. તેવણના નાકનું ટીંચકુંજ જબરદસ્ત હતું! ગરીબો અને લાચાર બીચારા તરફ તેવણને કોઈ અજાયબ જાતનો ધીક્કાર અને નાકમાં ગંધ હતી. મોટા મોટાઓમાંજ ભેલાવાની આ મોટે ઘરની મેહરબાનું ને એક જાતની વીચીત્ર હોંશ હતી, અને તે પણ પોતાની બબલખ દોલતના જોરે પોતાની હોંસ અને ઉમીદ પુરી કરતાં તેવણ બીજી દરેક રીતે તો કળાબાઝ અને ખરેખરાંજ જબરા કરવૈયાં હતાં, અને કોઇ ધપધપ્યાં ને ત્યાં પાર્ટી થાતો તેવોજ કોઈ સગણવંતો મેળાવડો હોય તો આ 'નીકલસન

ની મેહરી' નાં નામથી તેવણનાજ જેવા સરકલમાં અતી ઘણાં જાણીતા અને માનીતા થઈ ચુકયા હતા.

અગર જો કોઈ મુફલીસ પારસી યાતો બાઈ તેવણ પાસ મદદની આરજુ રાખી જુએચુકે ચાલી આવતાં તો ઘણાં ઘણુંજ ધીક્કાર સાથેજ તેઓ બીચારાંઓને જબરાં અપમાંનનાં શબ્દો કહી સંભળાવી પોતાને આંગણેથી પાછાં હંકારી મેલતાં, પણ અગર જો કોઈ સખાવત માટે તેવણનું નાંમ છાપાઓમાં જાહેર થનાર હોય તો વગર આંચકીએ અને ખુશીથીજ હજાર—બે હજાર લાગતાં કે કાઢી આપતાં, તેવણ વળી જબરાં બોલવાવાળાં પણ હતાં અને તલમાં તસુ જો ઓછું પડયું તો પોતાનાં નોકરો ચાકરોની સાત પેહડી ધોઇ નાંખી મોહડેથી એલ—ફેલ પણ બકી બોલી દેતાં અચકાતાં નહી. બાકી બીજી રીતે જો તેવણની તપાસ કરશું તો તેવણ એક ખરેખરાંજ ઘર રાખુ અને હેતવંતાં ધણીઆણી અને પોતાનાં એક પુરા દીકરા નવલની નમુનેદાર માવતર તરીકે ખરેખરાંજ સાચાં પુરવાર થયાં હતાં. દીકરા નવલ પર જેટલો તેવણનો જીવ—પ્રાણ હતો તેટલોજ જબરો તેનાં ઉપર ત્રાસ પણ હતો. નવલે જો કે યુનીવરસીટીની ઊંચી કેળવણી લીધી હતી છતાં પોતાની વહાલી માંવતરનો સદા કેહયાગરો, સદા માંન આપનારો અને એક ખરેખરોજ નમુનેદાર અને તાબેદાર દીકરા તરીકે ઊછર્યો અને મોટો થયો હતો.

---

## પ્રકરણ—૪ થું.

આ નીકલસનનાં મેહરબાનુ ગાયનના અઠંગ શોખીન હતાં, અને જો કે પોતે ચાલીસની ભરતીમાં હતાં છતાં હજુન તુલીક તેવણને ગાયનની તાલીમ આપવા માટે એક ઘણાંજ બુજર્ગ પણ કાબીલ ઉસ્તાદજીને ખાસ રોકવામાં આવ્યા હતા જે રોજ એક એક કલાક આવી તેવણને ઘટતી તાલીમ આપતો હતો. તેવણ પોતે ગાવામાં બહુજ કુશળ હતાં અને કોઈબી વખણાયલો ગાયનકાર મુંબઈમાં આવતો તો તેને ખાસ પોતાને બંગલે અને પોતાને ખરચે બોલાવી મંગાવી તેની ઘણી ઘણીજ આગતા સ્વાગતા કરતાં, તેવણનાં કુશાદે મેહર વીલામાં ખાસ એક મોટો હૉલ એલાએદોજ રાખવામાં આવ્યો હતો. જેની અંદર ફક્ત જાત જાતના વાજીંત્રોજ જોવામાં આવતાં હતાં. કેઈ કોઈ ખાસ ધપધપ્યા મેળાવડાઓમાં તેવણને ગાવાને માટે ખાસ આમંત્રણ થતું હતું અને ત્યારે તેવણનાં હલકની અને આ ખુદાઈ હુન્નરની ત્યાં પુષકળ તારીફ ગવાતી હતી.

* * *

સાંજના ચાર એકનો સુમાર હશે તેવામાં એક ફાંકડી મોટર, તારદેવ, વાડયા સ્ટ્રીટ તરફ સડસડાત ચાલી આવી અને નંબર...... વાલાં મકાન આગળ ઠરીઠામ થઈ ઊભી. ખુદ નવલ નીકલસન પોતાની કાર હાંકી લાવ્યો હતો. તે હવે હાથમાં એક નાના પેકેટ સાથે નીચે ઉતર્યો અને ઉપલાં મકાનની સીડી ઉપર ચઢી ગયો.

દેખાઈતીજ રીતે તે કોઈ ગરીબ પારસીઓથીજ વસાયલી બે માળની બીલ્ડીંગ હતી. ત્યાંના ભર ભાડુતોમાં પુછતાં માલમ પડયું કે દારૂવાલાંઓ બીજે માળે રહેતાં હતાં. વગર અચકાવે નવલ ત્યાં પુગી વળ્યો અને હજીતો કાંઈ પરપુછ કરે તેની અગાઉજ એક કોઈ વૃદ્ધ જેવી દેખાતી બાઈ બહાર નીકળી આવી અને ઘણીજ નમનતાઈથી પુછ્યું.

"કોણ છંવો બાવા ? કોણને પુછોછ મરૂં ?"

"જી દારૂવાલા ફેમીલી અહીંજ રહેછ વારૂં !" નવલે જાણવા ચાહ્યું.

"જી હા મરૂં, આવોનીજી, અંદર આવોની બાવા, બેસોની." એટલું કહી પેલી કોઈ ગરીબ બાઈએ નવલને એક ખુરસી ઓફર કીધી.

"દારૂવાલાં તો હમે લોકજ આય ઘેરમાં રહીએછ, પણ બાવા હમુને તહમે શું કામસર પુછોછ મરૂં ?"

"જી ગઈ કાલે હોરમસજી એન્ડ સન્સને ત્યાં 'સેલ' હતું." નવલે ખુરસી ઉપર ગોઠવાતાં ચલાવ્યું. "ત્યાંથી મને આય તમારા નામનું એક પેકેટ મળી આવ્યું છે. ભુલમાં હુંજ તે ઉંચકી લાયો તો, માફ કરજોજી, પણ હું તે હાથોહાથ પાછું તમુંને પહોંચતું કરવા આયોછ. કામ બીજું તો કાંઇજ નથી."

"ઓ હું મરૂરે તમારી ઉપરથી, હાજી કાલે માહારી દીકરી બીજીવાર સેલમાં ગઈતી અને બીચારીએ ત્યાંથી પોતાની કોર તૈયાર કરેલી લઇને ત્યાંજ ભુલી આવી ને રજીંદા થઇને બીચારી ખાલી હાથેજ પાછી આવી. દીકરા કહેછ કે ત્યાં ગીરદી તો એટલી હતી કે ઉભું રહેવાની પણ જગા નહીં ને—" પણ આ કોઈ દેખીતીજ ભલી બાઇ પોતાનું આગળ બોલવું પુરૂં કરે તેની અગાઉ બાજુનાંજ એક ઓરડામાંથી એક ઘણીજ મનમોહક ચહેરાની બાળા નીકલી આવી અને કોઈ ગૃહસ્થ જેવા દેખાતા જવાનને ત્યાં નહી ધારેલો બેઠેલો જોતાં લગાર ત્યાંજ અટકી ઉભી, પણ પછીથી વધુ નજદીક આવતાં ઘણીજ નરમાશથી તેણીએ તે જવાનને ડોકયું કર્યું.



## પ્રકરણ—પ મું.

તેણીએ હલકી કીમતની ઘેરા રંગની સુતરાઉ સાડી પેહરી હતી અને જાણે બંદગીમાંથી તુરતનીજ ફારેગ થઇ હોય તેમ તેણીએ પોતાનું લગભગ આખું શીર સુફેદ કપડાંએ જાણે ઢાંકી દીધું હતું.

"જોની મરે નરગીઝ, ગઇ કાલે સેલમાં તાહરી કોર ગેરવલ્લે ગઈતી તે તો કેહી એવણજ બીચારા ભુલમાં લઈ ગયલા, અને આજે પોતેજ પાછી આપવા આપરા ગરીબને ત્યાં પધાર્યાછ." તે વૃધ માતાએ પોતાની દીકરીને ટુંકમાં બધું સમજાવ્યું.

"ભાઈજી કાંય તહમે એટલી તકલીફ લીધી વારૂ? હું તમારો ઘણો ઘણો ઉપકાર માનુંછ જી." ઘણાંજ ધીમા હલકે તેણીએ નવલનો ઉપકાર માનયો.

"અરે એમાં ઉપકાર માનવા જેવું મેં કશુંજ કર્યું નથી, માયજી આલોજી, હું હવે રજા–" નવલે હવે જવાની તૈયારી કરતાં જણાવ્યું.

"અરે નહીરે બાવા, એમ કંઇ જવાય કે? જરા બેસોની મરૂં,

હમારા ગરીબને ઘેરની જરા ચાહે તો પીને સીધારો." તે વૃધ બાઇએ કાલાવાલા કરતાં માગી લીધું. "જાતો નરગીઝમાય, જરા ચાહે તો કરી લાવ?" અને રાંક નરગીઝ જેણે અત્યાર તુલીકમાં બોલવા ચાલવામાં ઘણોજ થોડો ભાગ લીધો હતો તે હવે તુરતજ અંદર દોડી ગઇ.

"આય એવણુ તમારા દીકરી થાય કે?' હવે વાતનું ગાડું આગળ કાંઇબી લંબાવવું તો જોઇયે તે મતલબથી નવલે પુછયું. હવે તેને પેહલીજવાર આમ તેમ નઝર ફેરવતાં જણયું કે ત્યાં ગોઠવેલું ફરનીચર તો બહુજ જુજ—અસલવારેનું પણ ઘણુંજ સુઘડ હતું.

"જી હા મરૂં, એ માહારી દીકરી થાયછેજી."

"તમારા ધણી શું કરેછ જી?"

"જી ધોબીતળાવ પર તેવણુ બીચારાની દારૂની દુકાન હતી, પણ તે તો મરી ગઇ આય બધી ચલવલને લીધે હવે તો બંધ થઈ ગઇ, દીકરા તે હવે બીચારા ગોદીમાં કેઠે કોઈ જગા પર કોશીશ તો કરેછ, શું કર્યે બાવા? ખોદા સૌની લાજ શરમ રાખે તો સારૂં."

ભલા નવલ નીકલસનને આ સાંભળી ઘણુંજ ઉંડાણુથી લાગી આવ્યું. આવા ગરીબો સાથ વાત કરવાની અને તેઓના સમાગમમાં આવવાની તો આ નેક જવાન માટે એક જાતની મોટી મોજ જાણે હતી. પોતાની માવતર મેહરબાંનું કરતાં તો આ ભલાં જવાનનો ખવાશ વળી તદન ઉલટોજ હતો. ખાસ કરીને ગરીબો માટે તો તેનાં હૈયાંમાં બહુજ દાઝ હતી. અને ત્યારે તેને ઘણું ઘણુંબી ચાહયું કે સો–બસો તુરતજ પોતાની પોકેટમાંથી કાઢી આપીને આ ભલાં પણ ગરીબોને સહાય થાય. પણ નાં, તેને પોતાનો આ વીચાર તાબડતોબ માંડી વાળ્યો, અને હજીતો વધુ વાતચીતમાં ઉતરે તેની અગાઉ તો રૂપસુંદરી નરગીઝ પેતાનાં હાથમાં ચાહેની ત્રે અને થોડાંક વેફરો સાથ તેઓ જ્યાં બેઠાં હતાં ત્યાં નીચી નજરે ચાલી આવી. તે રાંક છોકરીએ પોતાનાં સર ઊપરથી સુફેદ કપડું હવે કહાડી નાંખ્યું હતું અને તેને બદલે પોતાનું રૂપેરી કપાળ લગભગ ઢંકાઇ જાય તેટલા વેરની સાડીની સોર ખેંચી લીધી હતી. તેથી તો તેણીનો મીઠો માહબોબ્તાર જેવો ચેહરો ઔરબી મધુર દેખાઈ જાણે દીપીજ રહયો હતો.

—•◦◦•—

## પ્રકરણ—૬ ઠું.

"લેવો મરૂં, જરા ગરીબનાં ઘેરની ચાહે તો લેવો." તે વૃદ્ધ બાઇ જેણીનું નામ રતનમાંય હતું તેવણે માંગી લીધું. અને આ ગરીબોનાં બેલી નવલને કાંઇ પુછવું પડે તેમ હતુંજ કયાં? તેને તો લાગલી કે ચાહ સીરૂ કરવા માંડી અને ગરમાંગરમ વેફ્રર પણ આસ્તે આસ્તે ભચરવા માંડયાં.

"અરે—પણ તહમે?" નરગીઝ જે તેઓની આગળજ હજુન ખડી હતી તે તરફ ધ્યાન ખેંચાતાં તે લાયકીવાલા જવાને પુકાર્યું. "હમે ચાહે પીયે ને તહમે શું હમારૂં મોહનું જોયા કરશો? એમ નહી ચાલશે. તહમે બી હમારી સાથ સામીલ થશો તો હું ઘણોજ ખુશી થવશ."

"એવણ બોલેછ તે ખરૂં છે, દીકરી. ચાલ તું બી હમારી સાથ બેસ." અને ત્યારે એક ત્રાજી ખુરશી ખેંચી તે ગરીબ બાળા તે ઉપર ગેહવાઇ.

"હા—ખરા જો—તમારૂં નામ શું બાવા! મરે એ તો તમુંને પુછતાંજ હું ભુલી ગઇ.' રતનમાંયે પુછયું.

"જી માહારૂં નામ નવલ નીકલસન અરે—પણ તહમે તો ચંચેયોંજ કરશો કે? એમ હોશે તો હું બધાં વેફ્રરો પુરાંબી કરી નાંખશ હં? અરે ખાઓની, એમ ડોરા બારીને પોરા શું કરોછ?" અને નરગીઝ તરફ વેફ્રર પસાર કરતાં નવલ બેઅખત્યાર હસી પડયો.

તે તો હવે જાણે કેવો એક ઘેરીતો બારીતો થઇ ગયો હોય અને આગળની જાણે કેવી એક પીછાંણ આ દરૂવાલાંઓ સાથ હોય તેવીજ રીતે આ માલેતુજારનો એક પુરો વારસ આ ગરીબો સાથ વર્તવા લાગ્યો. અને ત્યારબાદ તો તે બીજી ઘણી ઘણીબી અને એલારપેલારની વાતચીતમાં ઊતરી પડયો અને તે મજાવડા સ્વભાવનો અને નીખાલેશ જીગરનો જવાન પોતેબી હસ્યો અને આ મા—દીકરીને પણ ધુમ હસાવ્યાં ખાસ કરીને તેને તો મુંગી મંતર ગગડી રહેલી જવાન નરગીઝને અસેમસે અને કોઇને કોઇ બહાણે ઘણીબી બોલાવી પણ તેણી કાંઇ જાજી ચવરીબી નહી ને સવરીબી નહી. આ રુબળાનું સરવાયુ તો એટલુંજ આવ્યું કે આ ભલા જવાનને ત્યાંથી જાણે ઉઠવાનું મનજ થઇ શકયું નહી, પણ સભ્યતાને ખાતર હવે ત્યાંથી તેને રૂખશદ લેવા ચાહી. તે આ ગરીબ મા—દીકરીથી અતી ઘણો સંતોષ પામેલો અને રાજી રાજીજ થતો હવે જવા ઉઠયો.

" ચાલોજી—હવે હું રજા લેઉં છું. રજા આપશોનીજી ?" તેને ત્યાંથી જવાની તૈયારી કરતાં જણાવ્યું. તેને પહેલાં રતનમાયનો ઘણો ઉપકાર માનતાં તેવણને ચાંપીને શેકહેન્ડ કીધી. ત્યારબાદ તે નરગીઝ તરફ ફર્યો અને જાણે તેણીનો હાથ જબરદસ્તીથી પકડતો હોય તેમ શેકહેન્ડ માટે સીકરી લીધો.

" તમારે ત્યાંના વેફર ઘણાંજ ટેસ્ટદાર હતાં, અં ? હું તો ખરૂંજ કેહુંછ કે જો રકાબીમાં થોડાંકબી વધ્યાં હોતે તો જરૂરજ રૂમાલમાં પોટકું મારીને માહરી સાથે લઇ ગીયો હોતે !"

આટલું છેલ્લું હસાવતી વખતે નરગીઝનો નાજુક ગુલછડી જેવો હાથ જોઇયે તે કરતાંબી વધુંજ વાર તેના હાથમાં સીકડાઇ રહ્યો.

અને ત્યારેજ—ઓ ત્યારેજ, આ ભલા નવલને માલમ પડી આવ્યું કે ઘણાંજ ભારી વોલતેજ સાથનો વીજળીનો એક મજબુત શૅાક રૂપસુંદરી નરગીઝના તમામ નાજુક તનબદનમાંથી નીકળી પડી તેના પોતાના ફાટફાટ થતાં જીગરને જાણે આરપાર વીંધી નાંખ્યું.

તેને ઘણુંબી ચાહ્યું કે હજુનબી આ મા-દીકરી તેને જુદાઇયે બેસવાની બોહસ કરે તો સચામએજ ત્યાં ડપકી મારી જાય, પણ તેમ બનવા પામ્યું નહી, અને ત્યારે હવે તેને ત્યાંથી મળી ભેટી ચાલવા માંડયું. બારણાં તુલીક આ ગરીબ મા-બેટી તેને વળાવા આવ્યાં હતાં.

રતનમાંય તો ચાની તે પ્યાલાં રકાબી ઉંચકી લેવાની જહેમતમાં રોકાઇ ગયાં, પણ નરગીઝ તે જવાનને ચાલી જતો જોવા ખાસ બારી આગળ જઇ ઉભી, આ ગરીબ છોકરીને ઇનસાફ આપવા માટે ખાસ કરીને લખવુંજ પડે છે કે તેણી કાંઇ ખાસ કરીને નવલ નીકલસનને કશી પણ લાગણી સાથ જોવા તો ગઇ હતીજ નહી, પણ તે જવાન કયાંથી આવ્યો હતો અને હવે કયાં જનાર હતો તેજ તેણીની મકસદ માત્ર હતી, તેણીએ તપાસ્યું કે નીચે તો એક ફાંકડી મોટર ઉભી હતી જેની અંદર નવલે પોતાની બેઠક લઇ લીધી.

પણ ઓ—માર્યાં ઠાર. બેઠક લીધા બાદ તે જવાને કારમાંથી પોતાનું ડોકયું બહાર કહાડી ઉપર નજર કરતાં નરગીઝનેજ બારી આગળ ઉભેલી જોઇ લીધી અને તેને પેતાનો રૂમાલ હવામાં ઉડાયોં ત્યારે પોતાની ઘણી બી નામરજી છતાં તે બાપડીને પણ પોતાનો હાથ લાંબો કરી હલાવવોજ પડયો, અને તુરતજ શરમની મારી ઓરડામાં પાછી ફરી ગઇ.

## પ્રકરણ—૭ મું.

" એવણ કોણ છે, માંયજી ?" તેણીએ પોતાની માતાને હવે પુછ્યું.

" કોણ જાણે દીકરા, હું નથી જાણુતી પણ કોઈ મોટે ઘેરનો ને ખાનદાની માણસ લાગેછ. જેનો ાય તેનાં મા—બાપનો જીવતો રહે." રતનમાયે તેને દુઆ દેતાં જવાબ કર્યો.

" હા માંયજી, કોઈ ધપધપ્યા ઘરનોજ લાગેછ. એવણ કાંઇ પગે ચાલતા નથી આયા. પણ પોતાની મોટરકારમાં પાછા ચાલી ગીયા. મોટરબી જબરદસ્ત મોહતી અને નજર ઠરી રહે તેવી નવીજ ઉતી માંયજી."

આ ઉપલો બનાવ બની ગયા પછી તુરતજ એક કોઇ ઘણોજ ઝઈફ જેવો દેખાતો મોહમેદન જાતનો શખ્સ રતનમાંયને ત્યાં આવ્યો તેને પોતાના હાથમાં એક સીતાર પકડેલો હતો અને ખાંધે રેશમી રૂમાલ નાંખ્યો હતો.

"ઓ, આવો ઉસ્તાદજી, કેમ કાંઈ ઘણે દીવસે ગરીબને ત્યાં પધાર્યા ?" રતનમાંયે પેલાને પુછ્યું.

"હા માંજી મહને નરગીઝ બેટી સાથ ઘણુંજ અગત્યનું કામ છે મા, બેટી ક્યાં ગયાં ?" પેલા કોઇ સફેદ દાઢીવાલા નવા આવનારે સવાલ કર્યો. દેખીતીજ રીતે આ કોઇ કાબીલ ગવૈયા અને ઉસ્તાદ જેવોજ દેખાતો હતો, અને તેઓની વાતચીત ઉપરથી તો એમજ માલુમ પડતું હતું કે તેને આ દારૂવાલાંઓ સાથ અગાઉની ઓળખ પીછાંણ હોવી જોઇયે અને અવાર નવાર ત્યાં તે આવતો પણ હોવો જોઇયે. ઉપલી વાતચીત થતી સાંભળી નરગીઝ પોતાના ઓરડામાંથી બહાર નીકળી આવી અને આ ઝઈફ પુરૂષને જોતાંજ પોતાનાં બન્ને હાથો જોડી દઇ ગરદન ઝુંકાવી તેવણને નમસ્કાર કર્યો.

"આવો ઉસ્તાદજી, બોલો બાવાજી શું હોકમ છે ?"

"માહારી ભલી બેટી, તુંજની મદદની આર્ઝું કરતો દુર વેરથી ચાલી આવ્યો છું. મેં એક 'પહાડી ગઝલ' જોડી છે, પણ તેની છેલ્લી બે કડીઓ આખ્ખાં ગાયણને પેશ પડતી મળતી નથી. માહરી બેટી, આટલાં સુંજનાં કાંમમાં તું મદદ નહી કરશે ? તાહારા વગર આ કાંમ કોઇથી બની શકનાર નથી." પેલાએ પોતાની સુફેદ બરફ જેવી દહાડી પસવારતાં જણાવ્યું.

"ખુશીથી બાવાજી, પધારો. આપરે નીરાંતે બેસી એનો ફડચો કરી નાંખશું. કાંઇ ચાહ બા લેશો, બાવાજી?"

"ના બેટી, મુઝને માફ કર. મેં હમણાંજ પાંન ખાધું છે." આ વાર્તામાં આ ઝઇફ ઊરતાદજી કેટલો અગત્યનો અને મહાન પાર્ટ ભજવે છે તે તો પાછળથીજ જણાશે.

* * *

વચમાં ખાસો એક આખો માસ કોઇબી જાણવા જોગ બનાંવ બન્યા વગર પસાર થઇ જવા પાંમ્યો. દારૂવાલાઓને ત્યાંની છેલ્લી મુલાકાત બાદ નવલ નીકલસન જાણે તદનજ બદલાઇ ગયલો માલુમ પડી આવતો હતો. જો કે તેને પોતાને તો એ વીશે કાંઇબી જણાયું નહી પણ તેની કાળજી વંત અને અદરકદરની માવતરની નજરથી આ બીના છટકી શકી નહીજ.

ખુદ તેનાં પીતા સોરાબજી નીકલસન પણ આ માંજણું ગુપચુપ તપાસતા આવ્યા હતા. નવલે ઘણું ઘણુ બી ચાહયું કે એકવાર—ફક્ત એકજવાર તે દારૂવાલાંઓને ત્યાં જાય અને તેઓની પાછી એકવાર ફરી મુલાકાત કરી આવે, પણ તે સુદ્ધા ગૃહસ્થને તેમ કરવાં ઠીક ભાસ્યું નહી. તે ચુપ બેઠો અને ચુપ બેઠો કરીનેજ તો દીવસે દીવસે તેને પોતાને પણ પોતાનાંમાં કોઇ અજાએબ જેવો ફેરફાર માલુમ પડેલો જોયો. તે અનેકવાર ન્યુ ચરનીરોડ જંકશન તરફ કાંઇ કાંમને મસે લટાર મારી આવતો હતો અને જેને માંટે તે ત્યાં ટકેલો પછાડામાં પડયો હતો તે તો કોઇ કાંઈ મલ્યુંજ નહી, બાકી એ બધુંજ ત્યાં મળી શકતું હતું, પણ પાક પરવરદીગારનો હુકમ વળી કાંઈ ન્યારોજ હતો.



## પ્રકરણ—૮ મું.

એતેફાક એવો બન્યો કે એક દીવસે કોટમાં મનબાવા સ્ટ્રીટમાં પોતાના કોઇ ઓળખીતાં ગુજરી ગયલા ને ત્યાં રતનમાય તેમજ નરગીઝ 'બેસવા' ગયાં હતાં, અને ત્યાંથી પાછાં બહાર નીકળતાં અનાયસે નવલ નીકલસનની નજર એકાએક તેઓ ઉપર પડી ગઈ અને ત્યારે તુરતજ તેઓની લગોલગ પાસેજ પોતાની કાર વાળી દઇ પોતાનું ડોકયું બહાર કાઢયું.

"કેમ રતનમાય—નરગીઝ, કહાં જાઓછ જી?" કારમાંથી લાગલો કે ઊતરી પડતાં તે તેઓની આગળ ઝટ—ને—પટ આવી ઊભો

"જી હમારા એક ઓળખવાલા બીચારા ગુજરી ગયલા તાંહ 'બેસવા' આયાતાં" રતનમાયે સમજાવ્યું.

"ને હવે તમે લોક કાંહ જશો માયજી?" નવલે પુછ્યું

"જી હવે તો ઘેરેજ તો, બીજે કાંહ જઇયે બાવા!"

"ઓ, ત્યારે તો ચાલો આવો માહરી કારમાં હું તમુંને પુગારી આઉં."

"અરે પણ કાંય વારૂં બાવા એટલી તસ્દી લેઓછ? હમે તો ત્રામમાં બી ચાલી જઇશું."

પણ નહી, નવલ હઠજ લઈ બેઠો અને એકનો બે નહી થયો, અને તે બન્ને મા–દીકરાને પોતાની કારમાંજ તેઓને ત્યાં પુગાડી આવવનું જબરીથી જણાવ્યું.

હવે ભોગ ચોઘડગે બનાવ એવો બન્યો હતો કે જે વખતે નવલ નીકલસન સેન્ટ્રલ બેન્કમાંથી રોકડ રૂપ્યાની થેલીઓ લઇ પાછો પોતાની પેહડી તરફ ફરતો હતો તેજ વખતે આ મા દીકરાનો તેને મેળાપ થઈ ગયો હતો, અને પેલા રોકડ રૂપ્યાવાલી થેલીઓ પાછલી અરધીજ સીટ ઉપર સંભાળથી લીંચી દેવામાં આવી હતી, જ્યારે અરધી સીટ ઉપર એક માણુસ ફરાગાતથી બેસી શકે તેટલી જગ્યા ફાજલ પડી હતી. આયજ ખાલી સીટ ઊપર રતનમાંયને ગોઠવવામાં આવ્યાં જયરે આગલી સીટ ઉપર પોતાની પાસેજ નરગીઝને બેસાડી દઈ મોટર ત્યાંથી સરસર આગળ ચાલતી પણ થઇ.

નવલે ખામુંખા બહુજ ધીમી ચાલે અને લાંબો ચકરાવો લઇનેજ પોતાંની કાર હંકારી હતી કે જેથી પાસે બેઠેલી મધુરી રૂપસુંદરી સાથ વધું ને વધું વાતો કરવાનું બની આવે. આખે રસ્તે પટપટ બોલી નવલેજ તાહેલું કર્યા કર્યું, જ્યારે બીચારી નરગીઝ તો જરાક બી ઘણા અવરી સવરી નહી. તેણીએ સોકની કાળી સાડી પેહડેલી હોવાને લીધે નવલને લાગ્યું કે તેણી આજે આગળ કરતા વધુ ને વધુંજ દીલકશ લાગતી હતી.

જેમ જેમ કાર આગળ ને આગળ વધતીજ ચાલી તેમ તેમ નવલે તેણીને નવા નવા બંધાયલા રસ્તાઓ નવી નવી ઊભી થઇ ચુકલા ગંજાવર ઇમારતો તરફ તેણીનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. જ્યારે ચોપાટી તરફ પોતાનાં "મેહર–નીલા" ની લગોલગ આવી લાગતાં તેને પોતાની કારની ઝડપ હજી પણ ધીમી કીધી અને "જુઓ માયજી આય હમારૂં મકાંન" કરી બોલતા પછવાડે બેઠેલાં રતનમાંયનું ધ્યાન ખેંચ્યું.

## પ્રકરણ—૯ મું.

રતનમાંયે તેમજ નરગીઝે ખાસ ધ્યાન પુગાડી જોયું તો, નવલ જેને મકાન તરીકે ઓળખાવતો હતો તેને બદલે તો તે એક આલીશાન અને નાનો જેવો મેહલજ નકરો હતો. તેનાં ઊંચા મીનારાઓ સાથની રોણક જોઇને ગરીબ નરગીઝે આફ્રીનનાંજ ઉદગારો કહાડયા. આ દારૂવાલાંઓને હવેજ માલમ પડયું કે આ નવલ નીકલસન જેમ તેઓ ધારતાં હતાં તેમ કોઇ સધારણ સ્થીતીનો આદમી નહીજ હતો, પણ કોઈ ધનાંઢય કુટુંબનોજ નબીરો હોવો જોઇયે.

ત્યારે હવે બન્યું એમ કે જે માનની નજરથી આ મા—દીકરા તે જવાનને જોતાં હતાં તેનાં કરતાં હવે ચાર ચાશણી જાસ્તીજ માન તેઓના દીલમાં આ અશરાફ છોકરા માટે બરપા થઇ ચુકયું, અને આવો પોતે એક માલેતુજાર હોઇ તેઓનાં જેવાં ગરીબો સાથ આટલી આટલી લાયકીથી વર્તતો અને ભેળાતો આવતો હતો તેજ રતનમાય માટે એક અચંબો પમાડનારૂં થઇ પડયું હતું.

નરગીઝ તો બીચારી પોતાના ખોળામાં બન્ને હાથ ખોશી દઇને એક પુટલાનીજ કાની જાણે કેવીએક ડઘાયલી હોય તેમ ચુપચાપ બેસી રહી હતી. નવલનાં કોઈ કોઇ સવાલોનાં જવાબો ફક્ત "હાજી—નહીજી" થીજ તેણીએ આપ્યા હતા. ત્યારે જોઇએ તે કરતાં આ ભાન ભુલા જવાનને જાસ્તીજ માન આ ગરીબ અને રાંક છોકરી તરફ બરપા થઇ ચુક્યું, અને પોતાની સ્દ્દર સ્થીતિનો કશો પણ આગલો પાછલો ખ્યાલ ન કરતાં તે વધનોને વધતોજ આ પરીસુરત પુટલી તરફ ખેંચાઇ તણુંછ ગયો.

પણ નરગીઝને ઇનશાફ આપવા ખાતર એટલું તો લખવુંજ પડે છે કે હજુન તુલીક તે ભોળીભાળીનાં દીલમાં આ માલેતુજાર નવલને લગતો સહેજે પણ વિચારગી નહી આવ્યો હતો. તેણી તો ફક્ત આ લાયકીવાલો જવાન તેઓ તરફ પોતાની ભલમનસાઇ દેખાડતો હતો તે તો તેની એક લાયકી સીવાય બીજું વધુ જાણે કશુંજ હતું નહી, એટલુંજ તેણી તો માનતી હતી. ભોળી બીચારી નરગીઝ!

આયંદે તારદેવ વાડયા સ્ટ્રીટમાં તેઓનાં મકાન આગળ મોટર ઉભી રહેતાં નવલ પહેલો બહાર કુદી પડયો અને ઘણીજ તજુમલથી પોતાની

મદદનો હાથ આપી નરગીઝને નીચે ઉતારી, અને ત્યારબાદ ઘણી ઇઝ્ઝત સાથ રતનમાયને પણ હેઠે ઉતાર્યાં.

"ચાલો માયજી, હું રજા લેઉંછ," કરીને પહેલાં રતનમાયનેજ નવલે શેકહેન્ડ કીધી, અને નરગીઝ તરફ ફરતાં તેને વધાર્યું "કેમ ગારીમાં હાક લાગી આવી કે? તેથીજ તો હું ઘણોજ ધીમેથી ચલ.વી લાયો.

"તહમોએ, હમો ગરીબોને વાસ્તે ઘણીજ તકલીફ લીધીછ જી, અને તેથી હું તમારો ઘણો ઉપકાર માનુંછ." નરગીઝે તે જવાનને સેકહેન્ડ કરતાં જણાવ્યું. અને તેથી નવલનો જવાન જીવ બાગ બાગ થઈ ગયો. તેની કાર તે તરફની ગલીના બીજા નાકા તુલીક પોહોંચી ત્યાં તુલીક તેમાં નવલે તેને ચાલી જતાં જોઈ લીધી.



## પ્રકરણ—૧૭ મું.

વચમાં વળી એક બીજોબી આખો મહીનો એમનો એમજ નીસરી ગયો અને તે અરસામાં પણ જાણવા જોગું તો કાંઇબી બન્યું નહી. પરીણામ તો એજ આવ્યું કે નવલ નીકલસન જે પોતાના દીલથી બેચેન ઉડાસ અને એક માર્ગી તો કયારનો બની ગયો હતો તેમાં ઓરબી જાણે જાસ્તી ઉમેરોજ થતો ચાલ્યો, તેની આ નવી ઉમીદની સામે જાણે એક મસ મોહતો પહાડ તટણખાર ખડો ઉભો હતો અને તે કોઇજ નહી પણ તેના મગરૂર માતાજી મેહરબાનું હતાં. પોતાના પીતાજી સોરાબજીને તો તે જેમ તેમ પટાવી સમજાવી લેશે પણ ગરીબો તરફ સુગાત્રી અને તેઓને ધીક્કારની નજરથી જોનારી પોતાની માવતર ને તે કેમ સમજાવી પટાવી અને મનાવી લેનાર હતો? આજ તેની જબરદસ્ત મુઝવણ આજ ને કાલ તો સતાવી રહી હતી.

"કેમ દીકરા, કાંઇ અનમણ્યા જેવો લાગેછ, છે શું?' એક દીવસે સોરાબજી નીકલસને પોતાના વહાલા એક પુરા સપુતને પોતાની પેહડીમાં તેબલ ઉપર કોઈ ચીજનાં ગંભીર વીચારમાં બેઠેલો પકડી પાડયો, અને તેવણે ઘણીજ ઇતેજારીથી ઉપલો સવાલ કર્યો.

"નહી પપા, કાંઇ નથી, હોય શું?"

"અરે નહીરે દીકરા, કંઈબી છે ખરૂં, મહનેજ નહી કહે? શું છે?

કાંઇ રૂપ્યા પૈસાની તંગીમાં છે, તેવું તો નહીજ હોય? આજે બબે મહીનાં થયા હું ખુબ બારીકીથી બધું માર્ક કરતો આયોછ. તું જાણે કે મારો આગલો નવલ છેજ નહી. ચાલ, દીલ ખોલીને મને ખરૂં કહી દે જોઉં. તારી માંયબી તારી ફીકર કર્યા કરેછ તે તુંને ખબર છે? મને બે ત્રણ વખત પુછી પણ રહી." નવલનાં બાવા આ બધું ચીપી ચીપીને પુછતા હતા, પણ તેનો કશો પણ ઉત્તર તેવણને મળ્યો નહી. "ચાલ બોલ જોઉં મહને ખરેખરો ખુલાશો કર, તુંને માહરા સમ છે."

"પપાજી, હું તમુને એક વાત ઘણીજ ખાનગીમાં કહેવા માંગુંછ, તહમે માયજી આગલ હાલમાં બોલતા ના." નવલે હવે કાંઇક હીંમત એકઠી કરી જણાવ્યું. "એક છોકરી માહરા ધ્યાનમાં—"

"અરે બેટી બાપ ત્યારે એમ બોલની. હું તો ધારતો તોજ કે તું કોઇ છોકરીનાં લફરામાં ફસ્યોછ."

"નહી પપા, તમારી ભુલ છે, માફ કરજો. હું જરાકબી ચઇને ફસ્યો તો નથીજ. હું કોઇબી રીતે આરૂ અતારૂં પગલું ભરી માહરાં વહાલાં મા–બાપની મોટી નામના ને હું લાંછણ લગાડું તેવો કુટીલ નથીજ." નવલે ખરેખરા જુસ્સાના જોશથી ચલાવ્યું. "તમે સમજ્યાની પપા?"

"હા મારા દીકરા હું ખુબ સમજ્યો, પણ તે છોકરી છે કોણ? કેવી છે?"

"તે છોકરીનું નામ નરગીઝ દારૂવાલા છે અને તારદેવ તરફ રહેછ. મહને એ છોકરી જોતાની સાથેજ ગમી ગઇ પપા, પણ હું અત્યાર વેર બોલતાં અચકાયો."

"જોની દીકરા માહરા, તે છોકરી દારૂવાલાની હોય કે તારીવાલાની હોય, તવંગર હોય કે ગરીબની હોય, પણ દીકરા મને તેનો કશોજ વરવાંધો નથી. પણ ફક્ત મહને તાહરી માંયનીજ ફીકર લાગેછ. શું એક દારૂવાલાની દીકરીને એ તાહરી માંય પોતાંની વહુ કરવા તૈયાર થશે? કહે મને તું તો તારી માંયને સારી કાંનીજ ઓરખેછ." સોરાબજીએ વાજબીજ ફીકર બતાવી. "પણ કાંઇ નહી દીકરા, એ કાંમ તું મને સોંપ ને જા જરા ઠંડાં પાણીએ મોહનું છાંટી આવ, આજે આપરો 'મેલ–ડે' છે અને ઑફીસમાં કાંમ બી ઘણું છે. ચાલ ઉઠ."

નવલને માટે આ કાંઇ જેવા તેવા કીમતનાં સખુનો નહી હતા? અને ત્યારે હવે તે પુર ઉમંગથી ઉઠી ઉભો થયો અને પોતાનાં કાંમકાજમાં રોકાઇ ગયો.

## પ્રકરણ—૧૧ મું.

વચમાં આશરે પાંચ કે છ દીવસ નીકળી ગયા હશે તેમ નીકલસન-વાલાઓની આ નાંમીચી પેહડીને સાડા—સાત લાખ રૂપ્યાનો કોઇ ઓચીંતો કેઉથી તડાકો પડી ગયો, તેની ખુશ વધાઇ આજે સોરાબજી પોતાનાં મોહર-દારને લંબાણથી સમજાવતા હતા. આ સુભ તકનો લાભ લઈ તેવણે પોતાનાં દીકરા નવલ વીશેની વાત કહાડી.

આ ઓચીંતા પડી ગયલા તડાકાથી મેહરબાંનું જોકે અતી ઘણું ખુશ મીઝાજમાંતો હતાં છતાં પણ તેવણનાં હમેશનાં પાજી અને આકરા સ્વભાવ પ્રમાણે નવલના કાર્જની વાત સાંભળી, જરા રતી છેડાયાં વગર તો રહી શકયાંજ નહી. પણ તોબી સોરાબજીએ હંમેશની પોતાની વેપારી કુનેહથી, સમજાવી ફુસલાવી તથા હસીહસાવીને નવલને લગતું કાંમ આશાની સાથ પાર ઉતાર્યું, અને તેથી આ કુનેહબાઝ પારસીએ ખુદાતાલાનાં હજારો હજાર સુકર કર્યાં, પણ તે વાતનું આખર છેવટ તો એજ આવ્યું કે તેવણ પોતે નવલે પસંદ કરેલી છોકરી કોણ છે અને કેવી છે તે ખાસ કરીને જાણવા અને જોવા પોતાની મરજી જણાવી.

પરીણામ આનું એ આવ્યું કે નવલની છાતી ઉપરથી અડધો અડધ બોજો ઉંચકાઇ ગયો. હવે બાકી રહેલો અડધો હીસ્સો કેવી રીતે ખસાડી નાંખવો તેનો વીચાર કરતાં હાલને—કાજ તો તે ચુપજ રહ્યો.

પણ ખુદાતાલાનો ભેદ વળી ન્યારોજ હોય છે. તેમ ખુદ કુદરત જાણે આગળ રહીને નવલને મદદગાર થતી હોય તેમ એક દીવસ વળી રતનમાય તથા નરગીઝ સાથ તેનો નહી ધારેલો અને ઓચીંતો ભેટો થઈ ગયો.

વાત એમ બની કે નીકલસનવાલાઓને ત્યાં પડેલા મોટા તડાકાની ખુશાલીમાં સોરાબજીએ પોતાના ગોરોથી અનાજની ત્રણસો ગુણો ફક્ત ગરીબ પારસીઓમાંજ મુફત વહેંચવા સારૂ ઝોરાસત્રીઅન સ્ટોર્સના લાગતા વળગતાઓ સાથ તે વીશેનો હાથે જાતે બંદોબસ્ત કરવા આ સખી દીલના બાપ—બેટા બોમ્બેતલાવ તરફ આવ્યા હતા, અને હજી તો પોતાનું કામ આટોપી લઈ ત્યાંથી પાછા ફરતા હતા તેવામાંજ દારૂવાલાના રતનમાય તેમજ નરગીઝનું અંનજુમનના આતશ બેહરામમાંથી તુરતનુંજ બહાર નીકલવું થયું.

"અરે જોવ પપા, હું જે છોકરી વીશે બોલતો હતો તે આયજ

છે, આવો હું તમુને એ લોક સાથ ઓળખાણુ કરાઉ." અને નવલ જાણે પોતાના બાપને તે તરફ ધસડી જતો હોય તેમ તેવણુનો હાથ પકડી આ રાંક મા–દીકરી ઉભા હતાં ત્યાં દોરવી લઈ ગયો.

"સાહેબજી રતનમાય–સાહેબજી નરગીઝ, આય એવણુ માહરા બપાજી પપા, આય એવણુ નરગીઝ અને આય એવણુના માયજી." નવલે બન્ને ઓરદુવાલાઓ સાથ ઓળખ કરાવી. સાહેબજી શેકહેન્ડ થઇ, અને કાંઈબી શક વગર સોરાબજીને પેહલ્લીજ નજરે આ રાંક અને મનમોહક છોકરી ગમી ગઇ.

એક માંણુસની રહેણી કરણીનો છાપ તેનાં ચેહરા ઉપરથી ઝટ દઇને સમજાઈ જાય છે તેજ મીશાલ આ બાહોશ અને કુનેહબાઝ વેપારી બચ્ચાએ જોઈ લીધું કે નરગીઝ જેટલી બહારથી મનમોહણુ મુર્તી જેવી લાગે છે તેટલીજ ભીત્તરથી પણુ ઘણીજ નીખાલેશ ખસલતની છે, તેણી પોતાનાં સાદા પણુ સુગડ પોષાકમાં આજે તો કાંઈ ઓરજ દીપી નીકલેલી નવલને લાગી આવી, ત્યાં તેઓ વચ્ચે કાંઈ ઘણી વાતચીત થઈ નહી.

"જા નવલ, તું આ બાનુંઓને મોટરમાં મુકી આવ તેટલાં હું જરા આતશબેહેરાંમ જઇ આંઉં છ." સોરાબજી આટલું કહેતા લાગલા આ માં–દીકરાંને સાહેબ–સલાંમ કરીને આગળ ચાલ્યા અને ત્યારે ઘણી બોહલા–બોહલી પછી તે બન્ને બાનુંઓને નવલ પોતાની મોટરમાં બેસાડી લઈ જવાને મનાવી શકયો.

"તમે હંઇઆં ફરાગાતથી બેસો માંયજી" કહી રતનમાંયને ખાસ પાછલી પોખાળ સીટ ઉપર ગોઠવ્યાં અને નરગીઝને પોતાંની પાસેજ આગલી સીટ ઉપર સંભાળથી નવલે લઈ લીધી.



## પ્રકરણ—૧૨ મું.

મોટર ચાલુ થઈ ચુકયા બાદ નવલે વાતની છેડતી કરવા મુકી. "નરગીઝ, સાચુંજ બોલજો, તહમે કાંઈ કોહઇબી રીતે મારેથી નારાજ તો નથી ની?" તેને પુછ્યું.

"અરે નહીરેજી, નારાજ શાને માટે થઇયે? પણુ તમે ઘરી ઘરી હમારે વાસ્તે તકલીફ લેઓછ તે હમુને ઘણુંજ ખરાબ લાગેછજી." તે ભલી ભાળાએ યોગ્ય જવાબ કયો.

"અરે તકલીફ સાની ? તમુંને ઘર ટુલીક પોંહોચાડી આંઈ તેમાં મેં શું મોટો વાઘ મારવા જેવું કીધું છ ?"

નરગીઝ ચુપ રહી.

"અરે પણ તે કાંઇ બોલો તો ખરાં ? શું એક લેહપતાની કાની હુંજ લવારો બકારો કરયા કરૂં કે !" થોડેકવારે નવલનો કીડો વળી ચવઠી વવઠી આવ્યો.

"પણ હું શું બોલુંજી ?" ટુંકોને ટચ જવાબ મળ્યો.

ગાડી એટલી તો ધીમેથી હંકારવામાં આવતી હતી કે રતનમાયનો તેઓની વાતચીત સ્પષ્ટ સંભળાતી હતી.

"પણ મરે જરા ધસીધામીને વાત કરની નરગીઝ ? એવણ બીચારા આપરે વાસ્તે આટલી આટલી મહેનત લેછ તે કાંઇ એલાર–પેલારની વાત કરની ? હમેશાની એવી મુંગીજ રહી ગઇ ?" રતનમાયે પછવાડેથી તરારો મુકયો.

"હા માયજી, ખરૂંજ બોલ્યા," નવલે એકમત થતાં જણાવ્યું. "એવણ તો બધી તકલીફને તકલીફનીજ વાતો કર્યા કરશે. અરે એ તકલીફ તો હવે હમે જીવશું જાગશું ત્યાં વેરનીજ છે. તેમાંથી કાંઇ એવણથી છુટાવાનું છે ? બોલો હવે નરગીઝ, પછી શું કરશો ?" આમ ભરભર બોલીદઇ આ ભોળાભાળા જવાને જબરો ભાંગરો વાટી દીધો–અને નહી બોલાવાનું તેના મોઢેથી અનાયસે બીચારાથી બોલાઇ જવાયું.

નીખાલેશ દીલની નરગીઝ તો આનો કશોજ બાયસ સમજી શકી નહી, કયાંથી સમજે વારૂં ? પણ બાહોશ રતનમાયના કાન આ ઉદગારો સાંભળી ઉભા થઇ ગયા અને કપાળે ચીલ્લો પણ ચઢી ગયો. અને હવેજ–હવેજ આ બધી નવલની ધરફરીનો માયનો તેવણ પુરેપુરો સમજી શકયાં.

નવલ તેઓના મકાન તુલીક પુગાડી સાહેબ સલામ કરી ત્યાંથી તુરતજ ધોબીતલાવ તરફ પોતાના પપાને લેવા પાછો ફર્યો.

નરગીઝ આજે ઘણી રાજીજ થએલી દેખાતી, પણ રતનમાય પોતે તો ઘણાંજ ગંભીર ઘોરમાં ઉતરી ગયલાં જણાતાં હતાં. ત્યાર બાદ તેવણે અસેમસે નરગીઝનો ચોખો ચાંપી પણ જોયો ખરો, પણ કાંઇ સંતોષકારક ભરમ તેવણ તેની કનેથી મેળવી શકયાં નહી.

પણ એમને એમ તે ભરયાભારમાં બેસી રહ્યાથી શું વળવાનું છે ?

કોઈ બી સુરતે હવે લટકો ફટકો તો કરી નાંખવોજ જોઇએ. એવા સુભ વીચારથી વળી એક દીવસે નવલ નીકલસન એકદમ અને ઓચીંતો તાર-દેવ પોહોંચી ગયો. ભોગયોગડયે રતનમાંય તેને એકલાંજ મળી આવ્યાં. એબી એક બારગી ઠીકજ થયું. તેને ઘણીજ કળેવળે અને તજુમલથી પોતાનાં દીલનાં વીચારો રતનમાંયને ધીરેથી સમજાવ્યા અને તેમાં કેટલી હદ સુધી ફતેહ પણ પામ્યો, અને છેવટે નરગીઝનો વીચાર જાંણવા માંટે તે તલબ-ગાર થયો.

લંબાણુ વાતચીત પછી આયંદે નક્કી એમ થયું કે તેણી તરફનો 'હા—નાં' નો જવાબ રતનમાંયે, નીકલસનવાલી પેહડીનાં સરનાંમે પરબારોજ મોકલી આપવો.

કહેવાનું અતરે જરૂરનું છે કે નવલના છેલ્લા આવી જવા બાદ નર-ગીઝને સમજાવતાં અને પટાવતાં રતનમાંયને મસ મોટી જેહેંમતજ કરવી પડી અને તેવણનું તમાંમ પારસ તેલ નીકળી ગયું હતું.

હવેજ નરગીઝને પણ નવલ માંટેનો ધીમો પ્રચાર લાગવો શરૂ થઈ ચુકયો હતો.



## પ્રકરણ—૧૩ મું.

ત્યાર બાદ થોડાજ દીવસમાં નવલ નીકલસનને રતનમાંય તરફનો ખુશાલી ભર્યો જવાબ મળ્યો ત્યારે તેનો હરખ તેનાં દીલમાં જાંણે માંયો સમાંયો ગયો નહી.

સોરાબજીને ત્યારે આ ખુશ વધાઈ નવલ તરફથી પોંહોચાડવામાં આવી અને તેવણ સાથ મસલત ચલાવતાં આખરે એમ નક્કી થયું કે મેહરબાનું—નવલનાં માંતાજી—સાથ આજેજ રાત્રે હીકમત અને કળેવળેથી કામ લઇ કોઇ એવો દીવસ નક્કી કરવો કે જે દીવસે નરગીઝ અને મેહરબાનુંનો મેળાપ થઇ શકે, અને વળી તેજ રાત્રે તે શુભ કામ પણ જરા મુશકેલીએજ અણધારયું પાર ઉતરી ગયું.

પહેલાં તો આ માલેતુજાર અને મગરૂર બાનુ પુષકળ ઉછળ્યાં, જરા ડોબરોબી ચદાવ્યો, ખીજવાટ અને બુમ બરાડાબી પાડયા, પણ જયારે સોરાબજીએ બાર મુકી મુકીને ખાખસુસ સમજાવ્યું કે આપુને હાલમાં જો લાખોનો નવો તડાકો પડયો તે કાંઇજ નહી પણ આપરા ઘરમાં નવી

વહુનું નામ લેવાઈ ચુકાયું તેનાજ આ પણોતા પગલાંના પ્રતાપ હતા, અને વળી આ સાલ તેવણુની પેહડીએ પંદર લાખ રૂપ્યાનો નક્કી નફો કર્યો હતો તે વળી એક બીજી ખુશખબર અને નવીજ વધાઈ હતી, આ બધું ધ્યાનમાં લેતાં મેહરબાનું અંતે મુશ્કેલીથી મનાયા અને તે પણ ફક્ત નવી વહુને જોવા તથા મળવા કંઇક કમનેજ એકમત થયાં.

ત્યારે અત્યાર વેર તો બધું ઠીક ઠીક સમાધાનીની સાથેજ પાર ઉતરતું આવતું હતું. હવે ત્યારે નવલ પોતે એકવાર પાછો તારદેવ દોડી પોંહોચ્યો, સુભાગયે આ વાર એખલી નરગીઝ તેને મળી આવી.

નવલને એકદમ અને ઓચીંતો જોતાંજ આ અસીલ છોકરી શરૂઆતમાં તો પુષકળ ગભરાઇ અકળાઇ ગઇ અને બોલવા ચાલવામાં ત—વ—પ—પ—થઇ ગઇ. પણ જેમ જેમ નવલ તેણીને ઘણી ધીરજ આપી વાતમાં ઉતારતો ગયો, તેમ તેમ તેનો અકલાત કાંઇક રવેશે નરમ થઈ ગયલો લાગ્યો.

તે જવાન તો ખરી ખંખારીને બસ અંકેજ કરાવા ચાલી આવ્યો હતો અને ત્યારે ઘણા ઘણા માન તથા પ્યારથીજ આ મધુરી મહાબુબને પોતાની પક્ષમાં મનાવા અને ખેંચવા શાકતીવાન થઇ શકયો હતો.

તેણી બહુજ થોડું બોલી અને શરમની મારી મોટે ભાગે તો પોતાનાં ટુંકા અને ટચ જવાબો નીચી મુંડેજ આપ્યા કરતી હતી.

"જોવની નરગીઝ, માહરાં માંયજી તમુંને મળવા ને જોવા માંગે છ, માટે આવતા બુધવારે સહવારે જરૂરજ તૈયાર રહેજો, અને હું તમુંને મારે ત્યાં છોડી બે એક કલાક બાદ પાછો આવી તમુંને તમારે ત્યાં મુકી જઇશ." નવલ સમજાવતો હતો. તેને વાતચીત કરતાં નરગીઝનું ખાસ કરીને પોતાંની માંતાનાં આકરા અને પાજી સ્વભાવ તરફ ધ્યાંન ખેંચ્યું હતું ત્યારે નવલ ફીકર કરતો હતો તેમ તેણી જરાક પણ થઇને ગભરાયલી દેખાઈ નહી. પોતાની મતલબને પેષ પડતી વાતચીત થઇ ચુકયા બાદ નરગીઝને બા—હઝ-રથી મળી ભેટી તેને ત્યાંથી રૂખશદ લઇ લીધી અને ત્યારે આ પહેલીજ વાર તે મીઠી મધુરી નીચે તુલીક ઉતરી આવી મોટર વેર નવલને વળાવા ગઈ.

થોડા વખત બાદ રતનમાય આવી લાગ્યાં અને ત્યારે નરગીઝે તમાંમે તમાંમ વીગતો તેવણુને પુરી પાડી, અને આ ખુશ વધાઈ સાંભળી આ વહાલી માવતરે પોતાની ગરીબ દીકરીને ઓવરણાં લઈ પેટ—પાંસાંમાં ચાંપી ઘણાં ઘણાં ભલા આશીશો દીધા.

# તદ્દન મફત.

શારીરીક શાસ્ત્રને સમજાવનાર, તંદુરસ્તીનાં નીયમો બતાવનાર, ઉત્તમ સંતતી પેદા થવાનું સાધન કહેનાર અને શરીરના રોગોને મટાડી શરીર બળવાન બનાવવાનો ઉપદેશ આપનાર જીંદગીનું અમૃત નામનું વૈદકીય પુસ્તક ૯૦) પાનાનું જે કોઇ એક પોસ્ટ કાર્ડ લખી મંગાવે તેને મફત મોકલાય છે. પુસ્તક મલવાનું ઠેકાણું:—

**ડાક્ટર કાલીદાસ મોતીરામ.** રાજકોટ કાઠીઆવાડ

# બાદશાહી ચાકુતી.

(રજીસ્ટર્ડ)

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી ચાકુતી વીર્ય વીકારની તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી ૧ ના રૂ. ૧૦

## બાદશાહી ચુનાની લેપ (રજીસ્ટર્ડ)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીઆવાડ**

**મુંબઇમાં દવા મલવાનું ઠેકાણું:—**

**મેસર્સ કેમ્પ એન્ડ કાં. લીમીટેડ તથા**

**ક્રાફર્ડ માર્કેટની અંદર અચારીઆની દુકાન ઉપર**

## પ્રકરણ—૧૪ મું.

બુધ ને કાંમ થાય શુદ્ધ! તેમ આજનોજ તે સબકતો બુધવારનો દીવસ હતો કે જે દીવસે 'મેહર—વીલા'માં નરગીઝ અને મેહરબાંનુની પહેલ—વેહલ્લી મુલાકાત થનાર હતી. બલકે—કહો કે, નવી વહુને આજે સખતમાં સખત કસોટી માંથી પસાર થવાનું હતું.

નરગીઝે ખાસ કરીને તદનજ સાદો પોષાક સજ્યો હતો અને કોઈબી રવેશે ટ્રીમ—ટ્રાક નહી થવાની તેણીએ ખશુસ કરીને સંભાળ લીધી હતી. ઘરેણાં ગાંઠાં તો શું પણ એક વાલની વીંટી વટીક તેણીની આંગળી ઉપર ન હતી. નવલ નોકલસન જ્યારે નરગીઝને પોતાની મોટી કારમાં 'મેહર—વીલા' તરફ હાંકી લાવતો હતો તે વખતે તેને પોતાની માલેતુજાર અને મગરૂર માવતરનાં આકળા ભુત જેવા તીખા તમતમતા અને ખાઉ ફરકુ સ્વભાવ તરફ ખાસ કરીને ફરીથી અને ફરીથીજ નરગીસનું લક્ષ ખેંચ્યું હતું.

"તમારે જરાકબી થઇને તેની ફીકર કરવી નહીજી." નરગીઝે પુર હીંમતથી જણાવ્યુ.

"નહી, હું તો તમુંને જરા ચેતાઉછ, ગરીબ ગુરબાંઓ તરફ એવણુને કાંઇ અજબ જાતનો તીરસ્કાર છે. મારાં માય જેટલાં આકરાં અને ઊતાવળ્યાં છે તેટલાંજ વળી તેવણુ ભળાં ને ભોલાં પણ છે તેની હું તમુંને ખાતરી આપુંછ."

"જી હા, તે વાત તો ખરી. પણ હુંબી તમુંને પાછું કેહુંછ કે એ વીષે તમારે તદનજ બેફીકર રહેવું. કેવાં માણુસો સાથે કેમ વાત કરવી, અને પવન જોઇને પીઠ કેમ ફેરવવી તે હું બરોબર સમજુંછજી. પરવરદીગાર જેવો દાતાર ઉપર બેઠેલો છે તે શું ગરીબોની દાદ નહી લેશે?" અને ત્યારે નરગીઝનાં આ જવાબોથી તે જવાન ઘણોજ સંતોષ પામેલોજ જણાયો.

તે આલીશાન 'મેહર—વીલા' ના કમપાંઉન્ડમાં મોટર દાખલ થઇ ચુકી અને નરગીઝને કેમ અને કયાંથી જવું તેની પુરતી સમજ આપી નવલ ત્યાંથી કયાંનો કયાં અલોપ થઈ ગયો!

નરગીઝ જેવી તે આલીશાન ઇમારતનાં પોર્ટીકોમાં દાખલ થઈ તેવાજ છ સાત વાઘ વરૂ જેવા દેખાતા વીકાળ કુતરાઓ તેણીની આસપાસ ફરી

વળ્યા અને નરગીઝ જાણે એક ઘરનુંજ માણુસ હોય તેમ પોતાની પુંછડીઓ આમ તેમ હલાવતા ખુશાલીમાં આવી જઈ નાચકુદ કરવા મંડી ગયા. કોણુની માથે સુંડ ખાધી હોય કે 'મેહર–વીલા' ના કમપાઉન્ડમાં એક કાઈં ચલ્યુંબી દાખલ થઇ શકે. કમબખ્તીનો ધારેલો કોઇ બીચારો ભુલેચુકે અંદર ચાલી આવતો તો આ નીમકહલાલ જાનવરો જબરો શોર બકોર કરીને કમપાઉન્ડનાં ફાટક તુલીક તેને પાછો પુગાડી આવતા. અને ત્યારે ત્યાં ચોકી પાહરો ભરતા દરવાનને અતીષ્ય અજાયબી ભર્યું લાગ્યું કે આ કોઇ નવાં આવનાર બાઇ તરફ 'સવરા–સુરજ' કેવી રીતે ઉગ્યા કે કુતરાઓએ તેણીને જતી મુકી?

"બાઇજી સાહેબાં, હમો મેહરબાન બાઈજીને કોઇ બાનું મલવા માંગેછ." દરવાને મોહતાં બાઇને ખબર આપી.

"બેસાર તેવણુને હોલમાં." મેહરબાનુએ ઠસ્સામાંજ જવાબ કર્યો. આગલી ગોઠવણુ મુજબ આજે કોઈ 'છોકરી' તેવણુને મલવા આવનાર છે તે તો તેવણુને ખબરજ હતી.

નરગીઝ ત્યાંના પુર ભપકા ભર્યા હોલમાં ગોઠવાઇ અને તુરતજ બાજુનાંજ એક ચેમબરમાંથી મેહરબાનુ નીકલસન ઘણાંજ ગંભીર અને પુર દમામદાર દેખાવ સાથ એક રાણીનાંજ તોરથી દાખલ થયાં અને ત્યાંના પાસેનાંજ એક મખમલી પોખાલ સોફા પર ગોઠવાયાં. નીરગીઝે "સાહેબજી માંયજી" બોલી તેવણુનાં માનમાં તુરતજ ઉભી થઇ–પણુ તેનાં જવાબમાં તો આ માલેતુજાર અને મગરૂર બાઇએ પોતાનાં ડોકાનાં ઘણાંજ સેહજ લેહકાથીજ જવાબ કર્યો.

અત્રે જરૂરજ યાદ રાખવાનું છે કે ગરીબ નરગીઝ દારૂવાલા ત્યાનાં તે હૉલનો ચળકાટ અને અતી રોણુકદાર ભપકો જોઇને કોઇબી રવેસે અકળાઈ ગભરાઇ નહી. એટલુંજ નહી પણુ, વળી ગમાડ દહેકાણીની માફક કાંઈ ઇધર ઉધરનું ડોળા ફાડી ફાડીને જોવા પણુ નહી પડી. તેણીને મનસે તો આ બધો અપ–ટુ–ડેટ ભપકો ને સપકો કેવો એક સાધારણુ હોય તેવોજ દેખાવ તેણીએ ધારણુ કર્યો.

મહેરબાનુંએ સરવ પહેલાં તો નરગીઝની માથાથી લઇને પગ સુધીની બહુજ બારીકીથી અને ચીપીચીપીને સરવે કરી લીધી અને તેણીનો સાદામાં સાદો દેખાવ જોતાંની સાથેજ આ મોટે ઘરની મેમસાબ જબરી ચોંકી ભડકી ઉઠી હોય તેમ પોતાનાં ફુંફારા મારતા નાકનું ટીંચકું એકદમ

છેક આસમાનસે ચઢાવી દીધું. યાને પેહલીજ નજરે જોતાં આ ગરીબ ઘરની છોકરી તેવણનાં ધ્યાનમાં ઉતરી નહી.

"મહને કહેવામાં આવ્યુંછ છોકરી, કે તું હમારા એક પુરા દીકરા સાથ લગનનાં પવિત્ર ગાંઠથી જોડાવા તૈયાર થહછ" તેવણે એક શાહેનશાહ બાનુંનાજ તૌરથી શરૂ કર્યું. "પણ, તે છોકરાની એક મુરબ્બી સમાન માય તરીકે હું ત્હારે લગતી કાંઈ બાતમીઓ જાણવાને હું હક્ક ધરાઉંછ. તું સમજી કે છોકરી?" ગગડાટથીજ તેવણે પોતાનું બોલવું પુરૂં કર્યું.

"જી હાજી, તમારૂં કહેલું તદનજ વાજબી છેજી." ઘણીજ નરમાસથી નરગીઝે જવાબ કર્યો.

સપર પેહલ્લીજ નજર નરગીઝનાં ચહેરા ઉપર તેવણે નાંખી હતી તેજ. બાકી પછીની વાતચીત દરમ્યાન તો મેહરબાનુએ પોતાની ચશમો બીજીજ ગમ જાણે રોકી રાખી હતી.

"તાહારૂં ખાનદાન શું રે?"

"જી હમારી અટક દારૂવાલા છેજી."

દારૂવાલા નામ સમજીનેજ મેહરબાનુને જબરૂં ભડકણ ભરાઇ આવ્યું.

"તાહારૂં નામ શું બર્યું છ?" ઘણીજ તોછડાઈથી તેવણે આગળ ચલાવ્યું.

"જી માહારૂં નામ નરગીઝ."

"મુંઇ દારૂવાલાની દીકરી ને નામ જોવ તો નરગીઝ, તોબાહ." મેહરબાનુએ હવે પોતાની જાત જણાવા માંડી. પણ નરગીઝ બીચારી ખાંમોશ ખડી રહી.

"તાહરો બાપ શું કરેછ, પોરી?"

"જી પેહલાં તો એવણની પોબીતલાવ પર કનત્રી દારૂની દુકાંન ઉતી, પણ આય પ્રોહીબીશનની ચલવલને લીધે એવણનો ધંધો રોજગાર બંધ કરવો પડયો અને હાલમાં તો તેવણ બીચારા ગેદીમાં કોઇ કામ મેળવવાની કોશેષ કરેછજી."

નરગીઝનો આ જવાબ સાંભળતાંજ મેહરબાનુંના ભવાંનો ચીલ્લો એકદમ ચઢી ગયો અને તેવણની ડોક જે તરફ હતી ત્યાંથી ઓરબી વધતાંજ 'એનગલ'માં ફરતી ચાલી! અને પોતે જ્યાં હૉલનાં સોફા ઉપર ફરાગત થઇ તતણખાર બેઠાં હતાં ત્યાંથી કેવી એક સુગ ભરાઈ ગઈ હોય તેમ જરા ઑરબી ખસ્તાંજ થઇ ગયાં.

## પ્રકરણ—૧૫ મું.

હવે કરવું શું ? આ કાશળી કેમ પતાવવી ? હડધુટ કરીને આ દુક્તીને કહાડવી, કે સમજાવી પટાવીને તેણીને ત્યાંથી રૂખશદે—પાનદાન આપવું ? બસ, જે બને તે ખરી, આગળ તો જોઇયે વારૂં ? પોતાનાં મનમાંજ આવાં ચોકઠાંઓ ગોઠવી દઇ મેહરબાનું પેલી પોરીને કસવા તટાર થયાં.

"તાહારાં માંય–બાપની હાલત કેવી ?" થોડોક વાર ખામોશ રહી તેવણે વળી પાછું શરૂ કર્યું.

"જી હમારી હાલત તો ઘણીજ ગરીબ, બસ બાવા લાવે ને હમે ખાઇયે તેજ, બાકી બીજું વધુ કાંઇજ નહીજી." નરગીઝે ઘણીજ હીંમતથી પોતાંની ખરીજ હાલતનો ખ્યાલ આપી દીધો.

"પણ તાહરો બાપ મરે તાહરો, ખાવાનાં જોવ તો વાખા, બાપ જોવ તો ગોદીમાં રખરતો ફરે, ને ધુર પર લેપરો વરી મારાહીરા જેવા દીકરા સાથ પરણવા શાની તૈયાર થઇ મુંઇછ ? તુંને ઓવારૂં એમની એમ માહારા દીકરાની ઉપરથી." મેહરબાનુ દેખઇતાં ઘણાંજ ઉશકેરાઇ ગયાં હતાં.

પણ નરગીઝ બાપડીએ એક શબ્દ પણ ઉચારયો નહી. અરે તે બીચારી એમ કહીજ કેમ શકે કે તેવણુનો ખુદ દીકરોજ ચાલી ચલાવીને તેણીનાં હાથની માંગણી કરતો ઘસડાઇ તણાઇ આવ્યો હતો ? એમ જો કહે તો બીચારા નવલનો નાહક કુટુંબોજ થઇ જાય.

વળી વચમાં ખાસી પાંચ સાત મીનીટ ચુપકીદીમાંજ પસાર થઇ ગઇ. સાફ માલુમ પડતું હતું કે મેહરબાનું અતી ઘણાં ઉશકેરાતને મારે થરથર ધ્રુજતાં હતાં.

અત્રે એક બીના ખાસ ધ્યાનમાં રાખવાની છે. તે એ કે જે વખતે જવાન નવલ, નરગીઝને પોતાને ત્યાં ગાડીમાંથી ઉતારી કેંડે અલોપ થઇ ગયો હતો, તે કાંઇ ખરેખરો તો કેંડે બહાર ગયો હોજ નહી, પણ હૉલમાં જ્યાં તેના માતાજી અને નરગીઝ વાતો કરતાં હતાં તેનીજ બરોબર બાજુનાંજ એક ઓરડામાં ખામોશ ઉભો રહી તેઓની વાતચીતનાં બોલે બોલ પરગરા સાંભળતો હતો. આ સુઘા ગૃહસ્થને આમ કરવાનું પહેલાં તો વાજબી નજ લાગ્યું પણ તેને પાછળથી વીચાર કરી લીધો કે ખુનખાર લડાઇ દરમ્યાન તેમજ મોહબતની મકતબ વેળાએ કોઇબી જાતની જુઠી

કે સાચી ચળવળ પાક ખુદાતાલાનાં બાર સુધી માફ થઇ શકેછ. અને તે ત્યારે જ્યાં હાલમાં ઉભો હતો ત્યાંજ ચીટકી રહયો. શરૂઆતમાં તેને તપાસ્યું કે સુકન કાંઇ સારા તો હતાજ નહી, પણ હવે ઉંદરો કઈ તરફ બેસસે તે જાણવા બીચારો ત્યાંજ થોભી ગયો. વધું તે બીચારો શું કરી શકે?

"કાંઇ વેર શીખી ભણી મુંઇછ?" વળી અચખુચો અને ઓચીંતો ધડાકો થયો.

"જી ગુજરાતી ચાર ચોપરી શીખ્યા પછીથી માહારા બાવાજીએ પોતાની ગરીબ ગુજાસ નહી—"

"તો રાન મહીરાં મુંઇ, ખાવાની ખાખ–રાખ નહી, ઘેરમાં જોવો તો વાંસ ફરતાં હાલ્લું નહી જડે તેવી હાલત, પેહરવાના પુરાં પાધરાં ચીદરા નહી, કેળવણીની જાત ભાત નહી ને કીયા બાપ–કાકાની ઠમણી પર પણવા ને અદરાવા નાંચી કુદી રહીછ ભસ્તે ગઇ?" આખો હૉલ ધ્રુજી ધડકી જાય તેવી તેવણે ગર્જના કીધી.

"જી હમે ગરીબ છંયે પણ આબરૂ—"

"ચુઊઊઊઊપ, મુંગી મરજે, મહને સામબા જવાબ ના આપી મરતી નહી તો માણુસો પાસે ધક્કા મરાવીને હમણાંજ બહાર કહરાવશ. તારૂં મોહનું બરે તારૂં, રાન કાફરડી."

નરગીઝ બાપડી, ચપટજ થઇ ગઇ, જ્યારથી આ અસરાફ છોકરી હૉલમાં દાખલ થઇ હતી છેક ત્યારથી બીચારીને બેસવા માટે જુઠાઇએ એક ખુરસી વટીક મગરૂરીમાં મરીચરી રહેલી આ મોટે ઘરની બાઇએ ઑફર કરી નહી હતી. છતાં આ સ્યાણી અને ધીરજ સબુરીવાલી છોકરી કશી પણ આણાકાણી વગર મારબલના એક પુટલાનીજ કાની તેવણુની સામે 'તેરીબી ચુપ ને મેરીબી ચુપ' કરતી નીચી નજરે જાણે દાબલું થઇને ઊભી હતી, તેણી ન તો ગભરાતમાં પડી હતી કે ના તો હીમત હારી ગઇ હતી. સામો તેણીના હોઠો ઉપર તો એક કીસમનો મીઠો મલકાતજ જોવામાં આવતો હતો.

---

## પ્રકરણ—૧૬ મું.

"ઉમર શું છે રે તાહારી ?" ગુસ્સાને કંઇક બોજ હળકો થવે મેહરબાનુંએ પાછો પોતાંનો ધુન્જારો ચલાવ્યો.

"જી મહને ઓગણીસ પુરાં થઇને વીસમું ચાલેછજી."

"કોઇ તાહરાં ભઇ બાઇ બરચાંછ કે ?"

"જી નહીજી. ભાઇ બાઇ કોઇજ નથીજી. બાઇમાંની હુંજ છેઊ ને બાઇમાંની હુંજ છેઊજી."

"કોઇ તાહરાં સગાં-વહાલાં મુંવાં-જીવતાં છે કે ?"

"જી હાજી; કાકા-કાકી છે, મામા-માંમી છે, ફુઇ-ફુઆ છે, માસા-માસી———"

"જી તે લોકો બધાંજ દારૂવાલાંઓજ કહેવાયછજી અને તે લોકોની હાલત બી ઘણીજ ગ———"

"તું મરે રાંન નાત્રે ગઇ, એકદમ ચુપ થા."

આ મોટે ઘરની માલેતુજાર અને મગરૂર બાઇ આટલુંજ સાંભળી ખુબ ગૌરમાં પડી ગઇ. પોતાનાં બન્ને હાથોની મુંઠ્ઠીઓ ટટરાવીને બંધ રાખી, પોતાનાં સોહામણાં કપાળ ઊપર ખીજવાતની કરચળીઓ ચઢાવી, ગુસ્સાથી જળી બળી જઈ અંગારની માંફક આતપ વરસાવતી આંખોએ ઘણાંજ ઊંડા વીચારમાં પડી ગઈ અને થોડોક વાર તો કશીબી હાલચાલ કર્યા વગર એમની એમ કાર મરડી પડી રહી, અને પછી એકાએક ફાડી ખાનારૂં એક જાનવર હોય તેમ ઊઠી ઊભી થઇ.

"જોરે પોરી." બીજાઝ કાંઇક નરમ પડતાં તેવણે પોતાનું દાસ્તાંન આગળ વધાર્યું "જોરે પોરી, હું તુંને સાફ સાફ છેરો છોરવી આપુંછ કે આય તાહરો વીચાર તુંને એકદમ પરતો મુંકવોજ પરશે. હું માહારી મંન્જુરીઁત બીલકુલજ આપી શક્તી નથી, તું સમજી મુંઈ કે ? હમારો ઇન્ચામાંનો સ્તેનડર્ડ જોતાં તાહરી રેંજીપેંજી હાલત બીલકુલ હલકી અને ઊતરતી છે. શું તાહરા જેવી એક રસ્તે રખરતી દારૂવાલી ભીખારણ સાથ માહરા એક પુરા માલેતુજાર દીકરાનો હું હાથ આપવા રજા આપું ! ખાંન ખાજે, રાંન ખાંન." તેવણે વળી પાછાં લાંબા લાંબા હાથો કરી ઊછળતાં બોલ્યાં.

"જી જેવી તમો મુરબીજીની મરજી. હમો મંયજી જેમ કહેશો તે—"

"સુઊઊઊઊઊપ. તાહરી માંય મરે પાછલી રાતે" આ ફૂંટાંઉ થઈ ચુકેલી બાઇ એકદમ હવે ચીચવાઈ ઉઠી

"સાંમો એક હરફ બી કહાડયોછ તો રાનની જીભજ મોંહનાંમાંથી એંચી તાંણી કાહડશ. પેટબરી, તાહરો ખુલાશો તો શું પણ તાહરો હળ-કટ અવાજ વટીક હું સાંભળવા નાં પારંછ. તું સમજેછ શું તાહરા મનમાં રાંન નાપેકાર?"

નરગીઝ તો બીચારી શરૂઆતથીજ મનમાં પાકો કસદ કરીનેજ ઘરથી આવી હતી કે આસમાંન ને જમીન જોઇયે તો એક કાંય નહી થઈ જાય, જોઇયે તો ધર્તીકંપનાં સખ્ત આંચકાથી દુન્યા ફના–ફાત્યો કેમ નહી થઈ જાય, અરે જોઇયે તો તોફાંણી સમુદ્રમાંથી પાણીનો ભયંકર ઉછાળો મારતો મોજો કાંય નહી ગસડાઈ તણાંઇ આવે—તો પણ છેક છેલ્લી ઘડી સુધા, અંતની ઘડી વેર બી હીંમત હારવી નહી. પાક પરવરદીગારનું કાંમ તો પરવરદીગારજ કરશે. અને આ ધીરજવંતી અને સબુરીવાલી છોકરીએ આયંદે કર્યું પણ તેમજ.



## પ્રકરણ—૧૭ મું.

તેવણુનો મીઝાઝ સદનતરજ બરખેલાફ થઇ ગયો હતો, ચેહરાનો રંગ લાલ બુંડ જેવો થઇ જાણે એવુંજ માલુમ પડતું હતું કે હોય કરતી બેજાંની એકાદ નસ તુટી જાય. તેમની છાતી જાણે એક ધમણુની માફક ઉંચકાતી અને નીચે બેસતી. નાકના ફીફરાં, મુશકેલીએજ દમ ચાલતો હોય તેમ ફું ફું કરતાં ઉઠી રહ્યાં હતાં. થોડોક વાર તેવણે દમ ખાઇ લીધો, સેહજસાજ શાંત થયાં અને હવે બાકી બચેલા ગુસ્સાનો કહેરનો ફાહળો બાપડી નરગીઝ ઉપર ખાલી કરી નાંખવા પાછા એક વાર તૈયાર થયાં.

"જોજે રે એઇ પેટબરી, આજ પછીથી તેં મારા દીકરાનું નામ નીશાણુંબી લીધુંછ કે રસ્તે ને સેડડે તેને કાંઇ ઘયેંછ પકરયોછ તો તાહારૂં કીધેલું તું જાણે, સમજી મુઈ કે તું?" તેવણ ઠહરાવી નાંખનારા અવાજે ચલાવતા હતા. "મહને જો જરાકબી થઇને તેનો સેહજબી સંસારો માલમ પર્યોછ તો હું તુંને રાનને ફારટે ઘસરસ તે ખાતર જમાં રાખજે, પછીથી તું—"

"જી તમારા હુકમ હું માહરે માથે—"

"રાન ને કહ્યુંની કે મહને સામબા જવાબ ના આપી મરતી તું કાંય મૈતમેત મુંછ? કાફરડી, બસ અત્તર ઘરી માહરી સામબેથી દુર થા—નીકલ બસ નીકલી મર." અને આટલું બોલતાંજ તેવણુ બેવાતો વળી પાછા એકદમ ઉસકેરાઈ આવ્યા કે તેવણે પોતાના એક પગની સ્લીપર વટીક આય ગાય જેવી અસરાફ છોકરીને મારવા માટે ઉપાડી તેણીના આંગ ઉપર જાણે ધસ્યા "ચાલ એકદમ તાહારૂં મોહનું કારૂં કર, રાન ડાકણ અત્તર ઘરી માહરી સીરી પરથી નીચે ઉતર, તું અદરાવાને પણુવા આવતી મરે એમની એમ."

વાંચનાર, ત્યારે પાછલા ભાગ પર ઉભેલા બાપડા નવલનો શું હાલ હશે તે તો તુંજ પોતે વીચાર કરી લે. અરે તેને તો ઘણું ઘણુંબી આહલું કે આ ગરીબ પણુ સદનતરજ નીદોંષ બાળાનું આવું હડહડતું અપમાન થતું વચ્ચે દોડી આવી કોઈબી હીસાબે અને જોખમે એકદમ અટકાવી નાંખો પણુ નહી, તેની ખુદ હાલત સુડી વચ્ચે સોપારી જેવીજ હતી તેમ તેને જોઇ લીધું. તેને તો બીચારાને આખો વખત જાણે ખોદાયજીનેજ ખરા દીલથી યાદ કરવા પડયા હતા, અને ત્યારે તે મહાનામી સાહેબે અંતે તેનો સદાનો દયાળુ દસ્ત તેના તરફ લંબાવ્યો પણુ, તે કેવી રીતે તે આપણે તપાસીશું.

જે વેળાએ મેહરબાનું નીકલસન તર્યાપાવપર આવી જઇ અને છેક છેલ્લેજ પાટલે બેસી બોકરાં જેવી નરગીઝને ત્યાંથી હડધુત કરી હાંકી કહાડવાજ તૈયાર થયાં અને જ્યારે તે બાપડી તે હોલમાંથી નાસીપાસી સાથ હળકે પગલે બહાર પડવાની તૈયારીમાંજ હતી, તેજ—બરોબર આબાદ તેજ વખતે એક ઘણોજ ઝઇફ જેવો પીરમરદ જેવો દેખાતો મોહોમેદન, તેજ બાજુનો પરદો આરતેથી હટાડી દઈ અંદર દાખલ થયો, અને નરગીઝને નહી ધારેલી ત્યાં ઉભેલી જોતાં અને મેહરબાનુના એક હાથમાં ખાસડું પકડેલું જોઇ તે બે ઘડી હેરત થયો.

વાંચનાર, હવેજ તું જરા ધીરજથી યાદ કર કે આગળા પ્રકરણોમાં આપણે જે બુઝોર્ગ ઉસ્તાદજીને રતનમાય દારૂવાલાને ત્યાં જોઇ અને પીછાણી આવ્યા તેજ આ ઝઇફ ઉસ્તાદજી હતા.

મેહરબાનુ નીકલસન એજ વૃધ અને અઠંગ વગાડનારા અને ગાનાર પાસથી આજ કંઇક વરસો થયા તાલીમ લેતા આવ્યા હતા અને આ આલેતુજાર બાઇને આ ઉસ્તાદજી તરફ પુષ્કળ માન—ચાહ અને વીશ્વાસ હતો.

## પ્રકરણ—૧૮ મું.

સ્વપને પણ વકી નહી રખાય તેવો અસાધારણ દેખાવ જોઈ મેહરબાંનું નીકલસનનો આ અઠંગ ઉસ્તાદ, હૉલમાં દાખલ થતાંની સાથેજ બે ઘડી તાજુબ થઈ ગયો.

નરગીઝ ત્યાં કેમ આવવા પાંમી? અને આ અમીરી બાનું અતીશય ઝનુંનમાં આવી જઇ હાથમાં ઝુટી લઇ ઉશ્કેરાયલી ઉભી છે તેનો સબબ શું?

"ઓ, માહરી નેક બેટી તું હંઇઆં!" બે હાથ જોડીને નરગીઝને ઘણુંજ માંન સહીત ઝુકી જઇ સલામ કરતાં આ ઉસ્તાદજીએ પુછયું.

"આવો ઉસ્તાદજી." હવે મેહરબાનુંની નઝર આ ઝઇફ ઉપર પડતાં તેવણુ રોંહસા ભેર હાથમાનાં ખાસડાં સાથેજ તેવણુ આગળ ધસી આવ્યાં. "તહમે એ રાંન દાકણુને એ રખોછ શું? એ રાંન ભીખારણ——"

"અરે સુભહાંન અલ્લા, સુભહાન અલ્લા. તોબાહ, તોબાહ. માંજી, તમે આ શું બોલો છો? અરે આ ફરેસ્તાઈ ખસલતની બેટીને તો હું એક પવીત્ર દેવી સમાંન પુંજુ છું, આવી એક લાખોમાં નહી હોય તેવી નેક બાઇને માંજી તમો ગાળો આપો છો? અરે અલ્લા, અલ્લા કયા કયામત આ ગઇ? અરે એ હુરે પરસ્તાન જેવી બેટીનાં પનોતા પગની પુનઇથી તો હું તેમજ મારી સાથવાલા ગાયનકારો કટકો રોટી પેદા કર્યે છે. તહમો મુંઝ ગરીબને ઉસ્તાદ કરી બોલાવો છો અને માંન આપો છો, પણ મેહરબાં બાઇજી સાહેબાં, આ અશરાફ લડકી તો હમો ઉસ્તાદની પણ ઉસ્તાદ છે." આ ઝઇફ ઉસ્તાદજીએ ઘણી ઘણી અતવત કરતાં જણાંવ્યું.

અને ખરેખરજ તેમ હતું. આ નરગીઝ દારૂવાલા ગાવા અને વગાડવામાં બહુજ કુશળ હતી. તે વીષે વાંચનાર પણ અંજાણ હતાં તેણી આ ખુદાઈ હુન્નરમાં એટલી તો પરવીણ હતી કે આ ઉસ્તાદ જેવો વટીક પોતાનાં દાંતમાં આંગળાં પકડી તેણીના હુન્નર ઉપર કુરબાન કુરબાન થઈ જતો હતો. એટલુંજ નહી પણ કોઈ પણ બાબદો ઉપર આ તેજ ઝેણની છોકરી તરેહવાર ગાયણો પણ રચતી, અને કોઇવાર ખુદ આ બુઝેર્ગ ઉસ્તાદ વટીક તેણીની દાદ ચાહતો આ દારૂવાલાની દીકરીને ત્યાં અવારનવાર ઉતરી પડતો હતો.

"ચાલ આવ માહરી બેટી, તે દીવસે તુંએ જે 'પહાડી ગઝલ' જોડી આપી હતી તે તો જરા બાઇજી સાહેબ આગળ ગાઈ સંભળાવ"

નરગીઝનો ભરડો પખોઢી નાંખવા હાથમાં ખાસડું લઇ ઉભેલા મેહરબાનું નીકલસન કાંઇબી આગળ બોલે તેની અગાઉ તો આ બઇ ઉસતાદજી નરગીઝને નરમીથી સમજાવી જાણે જબરદસ્તીથી પકડી ને લઇ જતો હોય તેમ પણ પસારાથી પતાવીને તેજ હોલની અંદર પાછો ઘસડી ગયો.

"માજી, તમો તો ગાયણના બહુ બહુ શોખીન છો અને માહારા હાથ હેઠળ આજ કંઇક મુદત થઇ તાલીમ લેઓ છો—મગર મેહરબાન મુંરબીજી બાઇજી સાહેબા તહમો એકજ વખત આ મારી અસીલ બેટીનું ગાયન સાંભળો, હું ખોટી તારીફ નથી કરતો પણ તમારી તબીયત ખુશ થશે."

મેહરબાનું ગમે તેવા આકળા અને પાજી સ્વભાવના હતા પણ આ બુઝોર્ગ ઉસ્તાદજી આગળ તો તેવણ જાણે નરમ બોકરાંજ થઇ ગયા, કારણ કે હર હમેશાં તેવણને તે ઘણી ઘણીજ ઇઝત આપતા હતા.

"જેવી તમારી મરજી, ઉસ્તાદજી ચલાવો તો સહી." નીકલસનના મેહરબાનું ઝટ-ને-પટ ઉસ્તાદજીથી સહેલાઇથી મનાઇ ગયા એ એક મોટી અચંબાનીજ વાત કહેવાય.

ઉસ્તાદજીએ પોતાની સાથેજ લાવેલું 'દીલરૂબા' નરગીઝના હાથમાં બા-ઇઝતથીજ નમશકાર કરી પકડાવ્યું અને તે પોતે પણ અદબ વાળી દઇ, તાન સુર આપતાં તેણીની પાસેજ ગોઠવાયો.

મધુરી નરગીઝે અતી ઘણાં ધીમા અવાઝે પોતાનું ગાયણ શરૂ કર્યું અને તેને આખું પુરૂં કર્યું ત્યાં તુલીક મેહરબાનુએ અતી ઘણાં ધ્યાનથીજ તેને સમજ્યું. તેવણ પોતે ખરેખરાંજ ગાયણોના સાચ્ચાં પિછાણનાર હતા અને મ્યુઝીકની ખરી ખોટી ખુબી ખુબ પીછાણતાં હત . તેવણ પોતે પણ જાત જાતના વાજીંત્રો બહુજ અચ્છી રીતે વગાડી જાણતાં હતાં. અને ત્યારે તેવણને હવે જણાયું કે વગર શક તેવણના ઉસ્તાદજીએ તેણીની તારીફ કરી હતી તેથીબી વધુંજ સરસ આ નરગીઝનું ગાયણ તેવણને માલુમ પડી આવ્યું.

## પ્રકરણ—૧૯ મું.

તું ઘણુંજ સરસ ગાયછ, છોકરી, તેમાં તો કંઇજ શક નથી," મેહરબાનુંએ પોતનું સાચુંજ મત આપ્યું. આ 'પહાડી ગઝલ'ની મતલબ નીચે મુજબ હતી. અને તેની લાઇને લાઇન અને બોલે બોલ તુમાખી અને અગરૂરીમાં ભરી ચરી રહેલાં મેહરબાનુંનેજ તે શબ્દો આબાદ જાણે લાગું

પડતા હતા. ગાયણ બહુજ સાદુ અને સુતરૂં હતું; અને તેનો અર્થ એક સાધારણ સાંભળનાર વટીક આસાનીથી સમજી જાય તેવોજ હતો.

"હે માનવી, તું તાહરો પૈસો ટકો, હેંકરાઈ, તકોબરી કયાં અને કોણને માટે લઈ જનાર છે? તે તો બધું હંઈઆનું હંઈઆજ રહી જવાનું, જયારે તું તો જેવો ખાલી હાથે જનમ્યો તેવોજ ખાલીજ હાથે પાછો જનાર છે. કોઇ ભલાઇ કરી લે. કોઈ સખાવત કરી લે, બંદગી કરી લે, કે બાગે બેહસ્ત તરફ જવાનો તાહરો રસ્તો મોકળો થાય. ભલાઇના કામો એવા કરી જજે કે મરણ પછીથી પણ તારૂં નામ અમર રહે, અને લોક તુંને માન સાથ યાદ કરતા રહે. એવું કશુંબી કરતો ના કે તારા મુવા બાદ લોકો તુંને ગાળ-ગળોચ કરે અને ધીક્કારથી યાદ કરતા રહે."

આ 'પહાડી-ગઝલ'ની મતલબ હતી. અને તે સાંભળી નીકલસનની મગરૂર મેહરબાનુને ઘણું ઉંડાણથી લાગી આવ્યું અને તેની ગંભીર અસર તેવણ ઉપર તાબડતોબ થઇ.

"પ્યારી બેટી, ઔરભી એક સુનાવ," ઉસ્તાદજીએ-નરગીઝનો બરડો પસવારતો હોય તેમ ઇસારો કરી પાછું સુચવ્યું.

"ચાલો ઉસ્તાદજી, આપરે આપરા મ્યુઝીક હૉલમાં જઇયે," મેહરબાનુએ હવે સુચવ્યું. અને તે પ્રમાણે તેઓ ત્રણે ત્યાંના 'મ્યુઝીક-હૉલ' તરફ ચાલ્યાં.

મેહરબાનુના આ ખાસ બનાવેલા હૉલમાં જાત-જાતના અસલવારેના તેમજ હાલની રૂઢીના વાજીંત્રોની જાણે અલગારજ લાગી હતી. નરગીઝ તો આ જોઇનેજ જાણે હારી ગઇ.

"છોકરી, આ વાજીંત્રોમાંથી જોઉં કોઇબી એક ઉંચકી લે અને એક બીજું ગાયણ ગા!" ઉસ્તાદજીની હાજરીમાં નરગીઝને વધું આડું અતારૂં ન બોલતાં તેવણે જાણે ઘણીજ ભલમનસાઇજ બતાવી. અને એટલુંબી તો ખરૂંજ કે જાણે કશું બન્યુંજ નહી હોય તેમ તેવણનો મીઝાઝ અને ગુમાખતું જાણે નામ નીશાન માલુમ પડયું નહી.

તેજ સમય નરગીઝે આ ઉપરથી ઝટ તેવણના હુકમને માન આપી બેળમેળ જાતના વારનું એક અંબાણ જેવું સાજીંત્ર પસંદ કર્યું. જેવા

તો તેને ઠીક રવેસે 'ટ્યુન' કરી લીધું અને પછીથી તેના ઉપર દીલ બાગ બાગ થઇ જાય અને દીલના રૂવે રૂવા ઉભા થઇ આવે તેવી એક 'ગત' વગાડી. મેહરબાનું પોતે એક અઠંગ ગાનાર તેમજ વગાડનાંર હતાં તેવણુ ખુદ આ ચાલાક ઝેણુની છોકરીના ખુદાઇ હુન્નર ઉપર હદ ઉપરાંત ફીદા-ફીદા અને કુરબાન કુરબાન થઈ ગયાં.

દેખીતી સાદી ગરીબીના કંગાલ્યતમાં સબકતી.

"તુંને ધન છે છોકરી—અરે નરગીઝ," તેવણે સપર પહેલ્લીજવાર તેણીનું નામ પુકારી ઘણીજ નરમાશથી વાત કરી, "ચાલ હંઇ આવ, અને માહરી પાસે બેસ જોઉ, મને ખબર નહી કે ખુદાઈ હુન્નર જેવા ગાયનની ખુબીમાં તું એટલી બધી પ્રવીણ છે?" અને તાબેદાર બેંદું—બક્રરૂં હોય તેમ નરગીઝ ઝટ ઉઠીને તેવણુની પાસેજ સોફા ઉપર ગોઠવાઈ.

ગરીબો તરફની તેવણુની સુગ, તેવણુની અકરીકત અને તેવણુનો તુમાખી તોર સો હવામાં ઉડી ગયા હતા!!

---

"ચાલ એક બીજુબી ગા. મને તારાં ગાયણો ઘણાજ પસંદ પડયાંછ," શોખીન મેહરબાનુંએ વળી પાછું સુચવ્યું.

અને આ ઉપરથી "હાજી માયજી," બોલીને વળી એક ત્રીજુંજ મ્યુઝીક ઇન્સત્રુમેન્ટ તેણીએ ત્યાંથી પસંદ કર્યું. જેણી બનાવતજ એવી માલુમ પડતી હતી કે તે કોઇ ઘણાજ જુન્ના જમાનાનું હોય નરગીઝે થોડીક દેરમાં તેને 'ટ્યુન' કરી નાંખ્યું અને તેના ઉપર એક 'જોગયા આસાવરી' વગાડી અને ગાઈ.

આ તેણીનું ત્રીજું ગાયણુ તો વળી પહેલાં બેને પણુ ટક્કર મારે અને કોઈનાબી હોશ ફરામોશ કરી દે તેવુંજ પુરવાર થયું, આ તેણીના ત્રીજાં ગાયણુથી તો ઓર જાસ્તીજ ગંભીર અસર મેહરબાનુંના મન ઉપર થઈ જેથી તદનજ જાણે ભાજીનું પાણી થઇ ગયાં હોય તેમ તેવણુ તમામ પાણી પાણી થઈ ગયાં.



## પ્રકરણ—૨૦ મું.

મેહરબાનુ નીકલસનને હવેજ માલુમ પડી આવ્યું કે નરગીઝ સદનતરજ ખુદાઇ ખસલતની એક છોકરી હતી. જ્યારે તેણી પોતાના આંખના ડોળાઓ મીચી દઈ ગાયણો ગાતી હતી ત્યારે જાણે નકરી પરસતાનમાંથી સીધી ઉતરી આવેલી એક હુરીજ જેવી લાગતી હતી. આ તાલેવંત બાઇને હવેજ લાગ્યું કે તેવણે ઘણાં ઘણાંબી જુદા જુદા ઉસતાદ ગવૈયાઓનાં ગાયનો સાંભળ્યા હતાં, પણુ પેલા ઝઇફ ઉસ્તાદજીએ કહ્યું હતું તેમ આ નરગીઝ તો તે સઘળા ઉસ્તાદોની પણુ ઉસ્તાદ હતી. આ ખુદાઇ હુનરમાં આ છોકરી કેટલી ચાલાક હશે કે ત્યાં પડેલાં ખાસ જુનાં વાજીંત્રોને સેહજવારમાં 'ટયુન' કરી લઇ તે ઉપર પોતાનો કાબુ દેખાડી આપ્યો હતો. અને તેથી તેવણુ પોતાના મનમાં તે પવીત્ર પુતલીને આટલું ઘોર અપમાન કરવા માટે પસતાવો કરવા લાગ્યાં.

નરગીઝે જેવું પોતાનું ત્રીજું ગાયન ખતમ કર્યું અને મેહરબાનું તરફ બીજા કોઇ 'હુકમ' માંટે નેગાહ પોંહચાડી તો ઘણીજ ઘણીજ અચરતી સાથ તેણીને માલુમ પડયું કે આ માલેતુજાર અને દુંદમીઝાજ બાનુની આંખો-માંથી તર—તર—તર—તર આંસુઓની જાંણે અલગારજ ચાલતી હતી.

"ઓ! શું છે માંયજી? તમારો જીવ કાંઇ બગરી આયો છ વારૂં?" નરગીઝે વધતીજ તેવણુ આગળ ખસતાં અતીઅંત કાળજીથી જાણવા માંગ્યું.

"નરગીઝ—માહારી નરગીઝ, મને માંફ કરજે. હું તાહારી—" પણ મેહરબાનું વધુ આગળ બોલી શકયાં નહી, પણ પોતાનું એક વારનું તુમાંખી સર પોતાનાં બન્ને હાથોમાં છુપાવી દઈ ઝાર ઝાર રડવા લાગ્યાં.

"ઓ માંયજી—માહરાં શેહનશાહબાનું જેવાં માંયજી, તમુંને એ શું એકાએક થઇ આયું? તહમે સાનાં એટલાં બધાં રડો છ? કાંઇ જીવતો નથી બગરી આયો? કોઇને હું બોલાંઊ?" ફુલ જેવી નાંજુક નરગીઝનો ગભરાટ વધતોજ જતો હતો.

"નહી નરગીઝ, કોઇને બોલાવાનું કશુંજ કાંમ નથી. માહરી આગળ આવ ને મને ચાંપીને એક કોટી કર જોઊં!" ન ધારેલું આ એકવારની તુમાખી બાનુએ સુચવ્યું.

જયારે તે ભલી અને કહયાગરી છોકરી તેવણુને સખારો આપવા તુરતજ બાઝી પડી ત્યારે તો જાણે ત્યાં એક જોવા જોગજ 'સીન' થઇ રહેલો માલમ પડી આવ્યો. આ બન્ને બાનુઓ એકમેકના પેત—પાસાંમાં દબાઈ ચંપાઇને ધસાધસ રડતાં હતાં, અને મેહરબાનુને પટાવતાં અને સમજાવતાં નરગીઝ ને એક મસ મોટી જહેમતજ જાણે કરવી પડી.

પણુ આ સધળો વખત પેલો બુઝોર્ગ ઉસ્તાદ શું કરતો હતો? કાંઈજ નહી. તે તો ફકટ અદબવાળી દઈ અને પોતાના ડોળા મીંચી જાણે કેવી એક ઉંધમાં પડયો હોય તેમ આમથી તેમ ડોલતો ખુદા, ખુદા મનમાં પોકારતો ખામોશ બેઠો હતો. તેઓની થતી વાતચીત ઉપરથી તેને તો આટલુંજ અનુમાન કર્યું કે કોઈ કામસર નરગીઝ ત્યાં મેહરબાનું આગળ આવી હોવી જોઇયે અને આ મોટે ઘરની બાઇએ કાંઈ તલમાં તસુ ઓછું પડતાં પોતાની હંમેશની આદત મુજબ હડધુત કરી તેણીનું ભારે અપમાન કરેલું હોવું જોઇયે.



## પ્રકરણ—૨૧ મું.

"નરગીઝ–મારી નરગીઝ, મને જરૂરજ માફ કરજે. હું તારા ઉપર જોઇએ તે કરતાંબી બહુજ સખત થઇછિ, તારા આવા તારીફ લાયક ખુદાઈ હુન્નરથી મારા મન ઉપર ખરેખરીજ જબરી અસર થઈછ અને હું અભાગણી તેથી હવેજ પસતાંઊછ. બોલ નરગીઝ, મને માફ કરશેની!" મેહરબાનું નવધાર આંસુએજ રડતાં માંગી લેતાં હતાં.

"અરે માયજી મારાં, તમે એ શું બોલોછ? હું તમુને શાનું માફ કરૂં? તમે એવું કીધુંજ શું જે? તહમે મારા એક વડીલ મુરબ્બી જેવા લાગો અને હું તમારી હુકમની તાબેદાર એક ગોલામરી જેવીજ છેઉં માંયજી." સ્યાણી નરગીઝનો આ ઉતર હતો.

"નહી નરગીઝ, મને કહેવા દે કે તું એક ખરેખરીજ દીસે અમીર-જાદી અને ખવાશે ઘણીજ અસીલ છોકરી છે. મેં તુંને આટલી આટલી ગાળ–ગલોચ કીધી" તેવણે ડચકાં ખાતાંજ ચલાવ્યું. "આટલું આટલું મેં તુંને અપમાન કીધું, આટલા આટલા તાણ્યાં જાણીનાં સખુનો કહી સંભળાવ્યા, આટલી ખરાબ રીતે મેં તુંને હરધુત કરી, હરકાટી કાહરી, છતાં–અરે તે છતાંબી તું એક બોલ બી નહી બોલી? તું ખરેખરીજ ભલી અને એક અસરાફ છોકરી છે. તેં માહરા મન ઉપર કાંઈ ઘણોજ અજબ જેવો છાપ બેસારી નાંખ્યોછ જે હું માહરાં મરતાં તુલીક હરગીઝ થઇને ભુલનાર નથી. નરગીઝ માહરી ગાય દીકરી" તેવણે નરગીઝને ખુબ દાબી ચાંપી નાંખતાં આગળ ચલાવ્યું.

"નરગીઝ—માહરી ગાય દીકરી, હું તુંને છેલ્લે છેલ્લે મારી જુતી હાથમાં પકડી મારવા પણ ધસી આવી તે છતાં તેં મુંગી મુંગીએ બધું તારીફ લાયક અને હીંમતથી ખમ્યા કીધું? જો સમજ નરગીઝ—માહરી મીઠ્ઠી નરગીઝ—મેં મારો આગલો વીચાર હવે એકદમ ફેરવ્યોછ, અને તુંને મારી દીકરી કરવા–મારી વહુ કરવા ખુદાતાલાને બાર તુલીક બંધાઉંછ. બેસ—માહરો નવલ ઓય આવતોજ હોશે, તેનાં હાથ હું હમણાંજ આય ઘડીએજ તારા હાથમાં સોપુંછ. તાહરાં પુરાં યકીનથી બોલજે." નરગીઝનાં હવે ગાલો પસવારતાં તેવણે આગળ ચલાવ્યું. "તારાં સત યકીનથી મને કહી દેજે, તારા ખરાંજ દીલથી ખુલાશો કરજે, અને તારી નેક મનશાની-થીજ મને જણાંવજે કે તું મારી વહુ થશે કે? બોલ નરગીઝ?"

મેહરબાંનું તરફનો આ લંબાણ ખુલાશો સાંભળી તેણી બે ઘડી ચકીત જેવી થઇ ગઈ, અને તેણીને ખરેખરૂંજ ઘણું લાગી આવ્યું.

"હા માંયજી." તેણીએ પોતાનું ફુલ જેવું પમરતું સીર મેહરબાનુની છાતીમાં છુપાવી દઇ જવાબ કર્યો.

"આગલી–પાછલી બધી ભુલી જશેની નરગીઝ?"

"હા માંયજી."

"તારા દીલમાં માહરે માટે કાંઇ ખતરો તો નહી રાખશેની? ખરૂંજ બોલજે."

"નહી માંયજી, હું માહરા પાક યકીનથી કેહુંછ."

"તું નરગીઝ—મારા ગરીબ ગાય જેવા દીકરાને જોજે—તેને સપોવજે. ઘણોજ ભોળો છે જો એ માહરો એક પુરો દીકરો મને ઘણોજ વહાલો છે જો કોઇબી દીવસે મેં એના નખને દુઃખ થવા નથી દીધું જો. એ મારો ઘણોજ હોવાઇ નવાઇનો દીકરો છે જો, તું એની હેતવંતી ધણીઆણી થઇને રહેજે. તું એની અદરકદરની થઇને રહેજે. તું એને સુખીજ કરશે એમ હું નક્કીજ માનુંછ. બોલ મારી નરગીઝ આય બધું તાહરા ધ્યાનમાં ઉતર્યું માહરી ગાય?"

"હા માયજી, તમુને આટલું આટલું બોલવાની કશીજ અગત નથીજી. એક હેતવંતી ધણીઆણી તરીકેની પાક ખુદાવંદતાલા તરફની પવીત્ર ફરજો શું શું છે તે હું સારી રવેસે જાણુંછ, માંયજી."

"માહરી ઘણીજ ડાહી દીકરી. લે હું ધારૂંછ કે નવલ આગો. વરંડા પર એનાં પગલાં વાગેછ ખરાં."



## પ્રકરણ—૨૨ મું.

હા, હવે ખરેખરાંજ વરંડા પર કોઇનાં પગલાં વાગ્યાં ખરાં અને મહેરબાનુંએ તે પરગરા સાંભળ્યાં.

હા, નવલ આવ્યો હતો ખરો, પણ નવલ આવે કયાંથી? ગયલોજ કયાં જે, કે હવે નવલ આવે? તે તો પહેલે ઘરથીજ આ બધું માજરૂં તપાસતો છેક પાસેના રૂમમાં પાસેજ તો ઉભો હતો. પેહલા તો તેના હોશ કોશ તમામ ઉડી ગયા હતા, પણ હવામાં જ્યારે પલતો થએલો તેને દીઠો ત્યારે તેને પાક બારેહકતાલાના હજારો હજાર સુગરાના કર્યા અને ત્યાંને ત્યાંજ પાક ઇરાનશાહને ઉદવાડે માંચી ચઢાવી આવવા પણ ત્યાંનો ત્યાંજ પાક પોતાના યકીનથી બંધાઇ ગયો.

તે હવે બે ધડક ધપર ધપર કરતો અંદર લાગલો કે ચાલી આવ્યો, અને નરગીઝ તેમજ પોતાની માવતર ને છેક લગોલગ પાસે બેઠેલા જોઇ જાણે કેવો એક હરખફાળ થઇ ગયો હોય તેવોજ તમામ દેખાવ તેને કર્યો.

"ઓ, નરગીઝ, તમે હજુન સુધી ઉંઘઆજ બેઓ કે?" તેને આંજાણી અમ્મા થઇને પુછ્યું.

"ઓ વાય નવલ, વરી ઉંઘયા નહી હોય તો જાય કયાં?" તે માતાએ જવાબ કર્યો. "લે દીકરા, ઉંઘ આત, જો આ.ય છોકરી ખરેખરીજ અસીલ છે, એને માહરી વહુ કરવાનું મેં વચનબી આપ્યું છ, તું એનો આદર કદરનો ધણી થઇને રહેજે, તારા ખરેખરાંજ ધનભાગ્ય કે તું આવી એક નેકચલણ અને નેક આચાર વીચારની ધણીઆણી મેળવવા પામ્યોછ. મેં આજેજ જાણ્યું કે ગરીબોમાં પણ આવા આવા બેમુલ 'ગૌહરો પડેલાં છે.'

પોતાની વહાલી માવતરના આ બેકીમતી સખુનો સાંભળી તે ભલા જવાનને કેવી ખુશાલી લાગી આવી હશે તે અતરે લખ્યા વીનાજ ચાલશે.

ગાયણ! તાહરો દાવો ખુદાઇ છે. આ ખરીજ વાત છે અને તેબી વળી અનુભવસીદ્ધ છે. આપણે કંઇક વાર તપાસ્યું હશે કે ઝેરીમાં ઝહેરી નાંગો અને સાંપો વટીક ગાયણથી જેર થઇ શકયા છે. આપણે અનેકવાર વાંચ્યું હશે કે મોટાં મોટાં ચોપગાં ફાડી ખાનારા અને વીકાળ જાનવરો વટીક ગાયણથી માહાત થયલાં છે. એક દુઃખી દરદીનું દીલ બેહલાવવા માટે ગાયણ એક અકસીર ઇલાજ પુરવાર થયલો છે તે તો તમે જાણતા તેમજ માનતા પણ હશોજ. રાજા—રાવણનાં મહેલમાં કહો કે ગરીબમાં ગરીબની ઝુંપડીમાં કહો—ત્યાં પણ મનને તાઝગી આપનારી ચીજ જોશો તો તે મધુર ગાયણજ છે. રામસાગરોનાં કેટલાંક મીઠાં ગાયણોથી કંઇકંઇ રાજા—રાવણોએ પોતાનાં મસતકો ખોહી દીધાં હતાં તે તો તમે તવારીખોમાં વાંચીજ ગયા હશો.

ત્યારે હવે વાંચનાર તુંજ વીચાર કરી લે કે મેહરબાનું જેવાં એક માલેતુજાર પણ મગરૂર બાનું—નરગીઝ જેવી એક ફુલ જેવી નિર્દોષ અને ગાય જેવી અશરાફ છોકરીનાં, એક નહી, બે નહી, પણ ત્રણ ત્રણ એકથી એક સરસ ગાયણોથી મહાત થઇ જઈ નરમ મોમ મીસાલ પીગલી ગયાં એ શું કાંઇ મોટી અજાયબીની વાત છે? નહીજ.

"મે આજેજ જાણ્યું કે ગરીબોમાં પણ આવાં આવાં બેમુળ ગોહરો પડેલાં છે." આ ખુદ મેહરબાનુંએજ ઊચારેલા શબ્દો છે, અને તેબી વળી ખરાજ છે. પત્થર તથા કોયલામાંથીજ બે કીંમતી હીરાઓ મળી આવેલા આપણે જાણ્યે છીયે. દર્યાનાં છેક ઉંડા ગારમાંથીજ બેમુલ મોતીઓ જડેલાં છે. ત્યારે માતબર મેહરબાનુંએ ગરીબ નરગીઝ માંટે જે ઉચાંમાં ઉંચું મત દરસાવ્યું તે શું કાંઇ સહરાગાત જેવું કહી શકાશે? જરાકબી નહી.

## પ્રકરણ—૨૪ મું.

મેહરબાનુ નીકલસને તુરતજ નવલને મારતી મોટરે દોડાવી ગોપાલદાસ બરફીવાલાને ત્યાંથી મીઠાઇથી ખચખચ કરતી ચાર ટોપલીઓ મંગાવી લીધી. નવી વહુને 'મીઠું–મોંનું' કરાવા એકનો તો ઈન્સાફ તેઓએ ત્યાંનો ત્યાંજ કરી નાંખ્યો. બીજી ટોપલી ઉસ્તાદજીને ફાળે આવી, ત્રીજી ઘરમાંજ રહી, અને ચોથીને નરગીઝને પોતાની સાથેજ લઈ જવા ફરમાવ્યું.

"જા નવલ, આય મારી દીકરીને તું હવે ઘરે પુગારી આવ, બીચારીનાં માય–બાવા વારેવાર જોતાં હોંશે. પણ નરગીઝ દીકરા કાલે સહવારે વેહલીજ આવજે હં ? સાથે તારાં માય–બાવાનેબી લેતી આવજે. એ લોકોને જોઈ હું ઘણીજ ખુશી થવસ. કાલે તો મુંબ હડતાળ છે તે મારા સોરાબની પેહરી તો બંધજ રહેશે અને તેથી આપરે આખો દીવસ બધાં ખાઇશું પીશું ને મોજ–મજાહ કરશું. ઉસ્તાંદજી, તમેબી સહવારથીજ આપરે

ત્યાં પધારજો." અને સેવટે જુઝોર્ગ ઊસ્તાદજીને પણ આમંત્રણ કરતાં મેહરબાનુએ પુરૂ કર્યું.

આ તાબેદાર દીકરો એકમત થયો અને નરગીઝને પાછી ઘરે વળાવા તૈયાર થયો.

છેક મોટરગાડી તુલીક નરગીઝને વળાવા આ એકવારનાં તકોબર્યો મેહરબાનુ નીચે તુલીક ઊતરી આવ્યાં હતાં અને કાર ઉપડી જાય તેની અગાઉ તેવણે નરગીઝને ભચડી કચડીને એક કોટી કરી લીધી. પણ મોટર ઉપડી ગયા પછીથી પણ તેવણુંનો પસ્તાવાનો કીડો તો તેવણુંનાં જીગરનાં છેક ઊંડાણથી જાણે ડંખ મારીજ રહ્યો હતો, અને આંખપાણી કરતાંજ તેવણુ પાછાં હોલમાં દાખલ થયાં હતાં—આ કાંઇજ નહી પણ હવેજ તેવણુને લાગ્યું કે આ તેવણુની **તકોબરીની તાજેશ** માત્ર હતી. સંતોષ માત્ર તેવણે એટલોજ લઇ લીધો કે પાદશાહનાં મહેલને પણ શોભાવે એવી એક ઘરશોભત અને નમુનેદાર પુતલીને તેવણુ પોતાની વહુ કરવા કબુલ થયાં હતાં.

આ વાર્તામાં સૌથી અવ્વલ નંબરનું માન જો કોઇનેબી ઘટતું હોય તો પેલા ઝઇફ ઊસ્તાદજીનેજ ફાળે જાય છે. આ જુઝોર્ગ અને પીરમરદ જેવો પરહેઝગાર દેખાતો ભલો મેહોમેદન ઊસ્તાદ જો વખતસર અને અણીની ઘડીકે આવીને મેહરબાનું નીકલસનના હોલમાં અગર જો દાખલ ન થયો હતે તો આ વાર્તાનું વણુંજ વળી ઉલટાઇ ગયું હતે, બલકે કહોની કે લખાતે પણ નહી, પણ કુદરતની કરામત વળી કાંઇ ઔરજ હોય છે. નરગીઝના ગયા બાદ આ માલેતુજાર બાનુએ જયારે તમામ કેફીયત આ વૃધ ઊસ્તાદજીને આંખમાં આંસુઓજ સાથ સુણાવી ત્યારે આ ભલા મરદે ઘણીજ અટવટ કીધી અને મેહરબાનુંને ટપકાનાજ શબ્દો કહી સંભળાવ્યા.



## પ્રકરણ—૨૫ મું.

નરગીઝ અને નવલની સાજવારીની શુભ ક્રીયા ખાસ કરીને 'મેહર-વીલા'માંજ કરવામાં આવી નરગીઝ જે 'દારૂવાલી' કહેવાતી હતી તે હવે નરગીઝ નવલસા નીકલસન થઇ બેઠી.

પરોણાઓમાં મેહરબાનુના તમામ સગાવહાલાઓ ઉપરાંત બીજા પણ મોટે મોટે ઘરના ઓળખાણ-પીછાણના આવ્યા હતાં તે ઉપરાંત આ એક વારના મગરૂર મેહરબાનુંની ખાસ ફરમાંસથી અને જબરીથી નરગીઝ તરફના-મામા-મામી, કાકા-કાકી, ફુઇ-ફુવા, માસી-માસા, વીગેરે વીગેરેના

તરફના બધાંજ 'દારૂવાલા' ઓ પણ આ પવીત્ર લગન કીયામાં અને મોજ મજાહમાં સામીલ થયાં હતાં, અને કહ્યા વગર ચાલશે કે મેહરબાનું તેઓ સર્વે સાથ પોતાનું મન મુકીનેજ ભેળાયાં હતાં અને તેઓની પોતાના ખરાજ દીલથી આગતા-સ્વાગતા અને પરોણાગત કરી હતી.

વળી બુઝોર્ગ ઉસ્તાદજીને પણ ભુલવામાં આવ્યા હતા નહી. તેવણની ઉપર ખાસ દબાણ ચલાવી આ ખુશાલીની ઈધાંણી તરીકે પોતાનાં બાગે-બેહરત જેવા 'મેહર-વીલા' ના કંપાઉંડમાંજ એક ખાસ એલાયદી જગ્યા આપી દીધી હતી, અને જાથુકનાં હવે તેઓ ત્યાંજ ઠરીઠામ થઇ રહેતા હતા.

નરગીઝનાં માય-બાવાને પણ આ એકવારની તુમાખી બાઇએ પોતાનાં આલીશાંન મકાનની સોડેની જગ્યા ફાજલ પાડી પોતાને ત્યાંજ વસવાત કરવા દાબીને ઇજન કર્યું. કારણ એ છે કે ભીખાજી દારૂવાલા નરગીઝનાં બાવાજી ત્યાંના એક મેનેજર જેવાજ થઈ પડયા છે અને પોતાની દારૂવાલાની કોહટી અને ચાલાક ઝેંણથી સોરાબજીનાં ધંધા રોજગારમાં ઘણોજ આગળ પડતો ભાગ ભજવે છે.

રતનમાંય તથા મેહરબાનુ બે સગી બ્હેનો હોય તેમ હળીમળી તથા સલ્લાહ-સંપથીજ સાથે રહેલાં છે. મેહરબાનું નીકલસન હવે પેહલાં જેવાં નસકોરાં નીકલશન છેજ નહીં તે પણ તદ્દન બદલાઇજ ગયાં છે અને હવે આસ્માંન જમીનનો ફરક પડી ગયલો જોવામાં આવે છે. ગરીબ ગુરબાંઓ તરફ તેવણ ખાસ કરીને અતી ઘણાં મેહરબાંન થયાં છે, અને કોઈ કોઇવાર તો પોતાની ઘર શોભત વહુને લઇ છડેચોક ગરીબ પારસીઓથી વસાયલી ચાલીઓમાં બેધડક ઘુસી જઈ પોતાનો સખાવતનો શુભ દસ્ત હરદમ લંબાવે છે. કેટલાક મુફલીસ પારસી બાળકોની તેવણે 'મેહર-વીલા' માંજ 'નવજોત' કરાવી આપી હતી તે ઉપરાંત કેટલાંક વર-વહુનાં જોડાંઓ પણ ત્યાંજ સંધાવી આપ્યાં હતાં. આનાં જેવું પુણ્યનું કામ બીજું શું હોઇ શકે ?

ખુદ આજેબી આપણે તપાસ લઇશું તો માલુમ પડશે કે તેવણ-આ એકવારનાં મોટે ઘરનાં પણ મગરૂર મેહરબાનુ નીકલસન પોતાનાં ગંજાવર હોલમાં છેક છાંટે ખુણે બેસી અને પોતાની સામે પવિત્ર આતષ રોશાણ રાખી 'પતેત પશેમાંની' ભણતાં પોતાની તકોબારીની તોજેશ કરે છે. સાહેબજી.

( સમાપ્ત )

"વાર્તા વિભાગ" નો ખાસ વધારો.

# પટાલ પાણી યાને જહેરી નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી—

## ચાલુ વાર્તા—

લખનાર—રતનશાહ એફ. અચ્ચારીઆ.

(આગલાં સાંધણુથી ચાલુ)

અંતે બંને વચ્ચેના લંબાણુ વાદવીવાદ પછી એવુંજ ઠરયું કે જહાંગીરે હાલને કાલ તો વાધરો જેમ માંગે તેમ રકમો આપ્યાજ જવી અને સાકર તે બાહને બીજાઓથી પોતાને દુર રાખવા વાધરાને સમજાવી શકે.

આ પછી તેણી અસલ વાતપર આવી.

જોવની જાંગુ, હું જાંહ સુધી તમારે વાસ્તે સાચી છેઉં તાંહ સુધી બીજાઓ જખ મારે છે, મારી પર તમુને વીશ્વાસ છેની? તમુંને મારે વાસ્તે જરાબી શક છે કે હું તમુને કોઈબી રીતે દગો કરૂં?"

"નહીં, મને તારી પુરતી ખાત્રી થઈ ચુકીછ, જો મારો તારી પર વીશ્વાસ હોતે નહીં તો તારી આસપાસનાં આવા કઢંગા વાતાવર્ણને લીધે હું કેદાહરનો તુંને છોરી ગયો હોતે!"

"ને તેથીજ હું કંઈબી વાત તમારી પાસે ખાનગી રાખતી નથી. વાધરો જેબી મને કહેછ ને કરેચ તે હું તમુંને તરતજ ખુલ્લાં દીલથી કહી દેઉંછ. હવે તમેજ મારા જાન ને તમેજ મારા જીવ છેવ. હું કોઇની હવે દરકાર કરતી નથી. પણુ જીવ—વાધરાએ કહેલી એક વાત મારા હૈયામાં ખુટી છે. એ કહેછ કે એક સારી જેવી રકમ મારા નામ પર કીધી હોય તો પછી તમો ખરે ખરાજ 'મારા' ગણુાવ, હું તમારે વાસ્તે બધાને દુર કરી ચુકીછ. મને તેમજ મારા વરને બધા પાંચ પૈસા પુછનારાઓને હું હવે

યાદ વટીક કરતી નથી તો કાલ ઉઠીને તમુંને–દુશમનને કંઈ કશું થાય તો પછી મારૂં શું થાય?"

"તું કહેછ તેમ એ વાત તેં પોતે કાહરી નથી પણ વાધરાનાં પેટમાંથી નીકળીછ, તો શું મતલબથી એ વાત તેને તારાં મગજમાં ઠસાવીછ તે તું સમજતી નથી?"

"હું સમજુંછ–પણ, તમે એમ ના ધારતા કે મારા નામ પર કરેલી ચીજ હું એને સહેલાઈથી સોંપી દઇ મારા ભવીશનું મારે હાથેજ નાશ કરૂં. શું હું તમારી સદાની વહાલી નથી? એટલે મારો બોલ તમે નહીં રાખો? હું કંઈ બદલાઈ જવશ, એમ સમજોછ?"

"સાકર–સાકર, એટલી ઉતાવલી ના થા, જરા સબુર કર, એ એક ગંભીર સંવાલ છે. તેની ઉપર વીચાર કરવાને મને થોડા દિવસની મુદત આપ."

"વારૂ ડીયર, જેમ તમારી મરજી, હું કંઈ પૈસા ટકાની ભુખી નથી તે તમે જાણોછ, કોઇ દહારોબી મોહણે ચહરીને મારા અંગત વપરાશને વરે એક પઈબી તમારી પાસે માંગી નથી. તમે અપાવોછ તે પેહરૂંચ, તમે ખવારોચ તે ખાવુંચ. બધુંજ તમારી મરજી પર છોરયુંછ. મને તો બસ તમેજ–તમારો રોશન હસ્તો ચેહરો સદાનો મારી આગળ રહે તેજ જોઇએછ. અને તેજ મારા મનથી લાખો રૂપીઆ છે."

જહાંગીર ગયા પછી વાધરા આગળ સાકરે સઘળી હકીકત કહી. તે તો બસ જહાંગીર પાસેથી હવે સામટુંજ મેળવવા શુરપર ચહડયો હતો. જે મળે તે મેળવી લઇ હવે જહાંગીરને ખરતો કરવાનો તેનો વીચાર હતો. કારણ કે તેને લીધે વધું મેલવવાની બીજી સદ્ધર તકો છટકી જતી હતી. અને સાકર પણ જહાંગીરને લીધે અહીંજ ચીટકી બેઠી હતી. આગળ માફક છુટથી જુદે જુદે ઠેકાણે ભેળાવામાં તે પહેલે જેટલી ઉલટ લેતી હતી નહીં.

"બસ! હવે મારા કામની વચ્ચે ટેં ટેં કરવાનું એકદમ બંધ કરજે! મારૂં માથું ફરયું તો તારૂં ને જહાંગીરનું બંનેનું ખુન કરશ, એ આવે તો હવે ઝાઝો લાહવો એને આપતી ના, કહેજે કે મારા નામ પર કંઇજ નહીં કરો તો તમે કામનાજ શું? આજકાલમાં સલીમ તુંને મળવા આવશે તે કોણ કોણ નવાં બીલ્લું એને સોપ્યા તેની વીગત તુંને આપશે."

"એ પણ તમે એકદમજ ધોરે ચકરાય તે કેમ બને ?"

"મેં કહ્યું તેમ બનવુંજ જોઇએ, નહીં તો હું એ સા...જહાંગીરના દેખતાંજ મારે ગમે તેને તારી આગળ લાવી ઉભા કરશ. એનો શું હક છે કે તુંને કોઇ સાથ વાત કરતી અટકાવે ! હું જોઉં છું કે પછી એ શું કરેછ ? મારા સપાટામાંથી કોઇ કાલેબી એ છટકી શકવાનો નથી !"



## પ્રકરણ—૩૬ મું.

**[એ આફત; દગો ! દગો !! વીજળીનો કાતીલ ઝટકો ! નાગણનાં નાંકનો ઝેરીલો ફુફાંડો ! એક દર્દનાક કારસ્તાન ! દયાહીણ કચ્ચરઘાણ ! ગજબ તાગડો ! બેવફાઈ રાગડો ! મોહબતી મુલાકાત-છેલ્લી વાર ! ઘડો લાડવો કરવામાં મીઠાસ બીસ્યાર ! બાઠોબાઠની જીવતોડ લઢત ! એ દુન્યા, એ કુદરત તારા અજબ રંગ ઢંગ ! આખરે ખાડો ખોદે તેજ પડે કેની !]**

"ચાર દીનકી ચાંદની, ફેર અંધેરી રાત !"

જહાંગીરે પરાઇ સ્ત્રીનાં પ્યારમાં પડી અત્યાર સુધીમાં ચાર દહાડાની થોડીક મોઝમજાહ કરી લીધી હતી. હવે તેની આસપાસ તેનો દખો ગુલ કરવાનાં શા શા ચોકઠાં રચાય છે તેનો બાપડાને સ્વપનો પણ ન હતો. જહાંગીર ગમે એવો સુદ્ધો હતો,—અત્યાર સુધીની તેની જાહેર તેમજ સંસારી જીંદગી ગમે એવી પાક અને ઝળકતી હતી; પણ તે ફરેસ્તા જેવો બી સ્ત્રી ફરેબથી ફસયો, એ ખોદાની નજરમાં કાંઈ કમી ગુનેહગાર ગણાય નહીં. અને તેથી તેની આસપાસ પાપીઓનો સેહતાન્યત પાહરો થવા માંડયો. અને બનવું જોઇયે તેમજ એવા સેહતાન્યત કુકર્મો કરનારને રફતે રફતે ફતેહ મળવા લાગી.

જહાંગીર દરરોજ જેમ સાકર આગળ આવતો અને સાંજે મોડેથી હોટલે જતો, તેમજ ચાલુ હતું; પણ તે આજ અઠવાડયું થયું સાકર જહાંગીરને બેદીલ જેવી દીસ્તી હતી ! એમ કેમ ? તેણી જેવી જોઇએ તેવી આગળ માફક જહાંગીર પર ભરાંપરાં કરતી નહીં અને વારંવાર નામ પર કરવાની પેલી રકમની યાદ આપતી; તેણી અસંતોષી માફક કહેતી કે "હવે

તમે બદલાઈ ગીયાચ, આગળ માફક મારા પર તમુંને ભરૂસો નથી, મારે બદલે કોઇ બીજી મલી આવી હોશે !" વગેરે સામાં તેણીજ તેના ટીકા કરતી.

પાંચ છ દીવસ પછી, સાકર માટે જહાંગીરે જે રૂમ્સ રાખ્યા હતા તેનો પેટા ભાડુત એક દીવસે જહાંગીરને મલ્યો.

"એ તમારા સગાને ત્યાં રોજ રાત્રે કોઈ મુસલમાન જેવો કોણ આવેછ ? રોજ સાકરનો વર રાત્રે દસ વાગે તેને લાવેચ, દારૂ પી ધીંગાં-મસ્તી કરેછ ને હું બડી ફજ્જર ઉઠુંચ તે વખતે તેને દાદર પરથો ઉતરી જતો જોઉંછ."

"અહંહં એ તો એ લોકનો નોકર હોશે," જહાંગીરે પોતાનો ગુસ્સો દબાવીને બેદરકારી ઢપે કહ્યું.

"હંઅ નોકર છે ? તે તો શેઠ જેવો ડ્રેસ કરેછ ને ? એ લોકનું બારણું ઘણું ખરૂં બંધ રહેછ તેથી હું બરોબર જાણતો નથી, પણ એક દહારો રાત્રે તે કોઇ મુસલમાનને સાથે લાયો ને થોડીક મીનીટમાં વાઘરાને એકલાને મેં પાછો દાદર પરથી ઉતરી જતાં જોયો, તેથી મારૂં ધ્યાન ખેંચાયું અને તમારાં તે સગાં હોવાથી તમે એ વાત નહીં જાણતા હોય તો ધ્યાન ખેંચુંછ, પાર પડોશમાં મને એવાં શકમંદ માણસો ગમે નહીં, હું તો અહીંથી હવે જલદી ખાલી કરી જવા માંગુંચ."

"તમે મારૂં ધ્યાન ખેંચ્યું તેથી ઉપકારી છેઉં, વારૂં હું એ બાબદ શું છે તેની જુસ્તેજુ કરશ-સાહેબજી" અને તેઓ બંન્ને છુટા પડયા.

જહાંગીરને એક વીજળીનો ઝટકો લાગો ! જો ધર્તી ગરક કરી જાય તો અત્યારે તે ગરક થઈ જવા તૈયાર હતો ! તેને શું સાંભળ્યું ? શું સલીમ રોજ રાતે તેની સાકર પાસે આવતો હતો ? શું તેઓની જુની મહોબત પાછી ઉભરી આવી હતી ? વાઘરો તેને ખાસ બાઇજતથી મલવા લઇ આવતો હતો ?

"હા ! ગજબ ! દગો ! દગો ! !" તે એટલું બોલી ગોયા ફસડાઈ પડયો એક અપંગ માણસની આંખે જાદુઈ કરામત લગાડે ને તે દેખતો થાય, તેવીજ રીતે જહાંગીરની આંખ સામે ફરી વળેલો પ્યારનો પરદો હઠી ગયો ! અને તેણે કેવાં માણુસો-કેવી જેહરી નાગણ સાથે-કામ પડયું હતું તેનો કુબહુ ખ્યાલ બરૂપા થયો.

તે દીને તે રાબેતા મુજબ સાંજ સુધી બેઠો. પોતાને સાકર અને વાઘરાની સાલસાજી ખબર પડી ગઇ હતી એવો જરાબી સંસારો દેખાડ્યા

વગર મીંઢો મસકળો બની હંમેશ મુજબ સાકર સાથે વર્ત્યો, અને રોજના વખતે તે હોટલે વીદાય થયો.

જહાંગીરે પેલા પેટાં ભાડુતે કહેલી હકીકત માટે પોતે જાતે આજે ખાત્રી કરવાનો વીચાર કીધો, અને તેથી વધું હીંમત આવવા માટે રોજ કરતા જયદા દારૂ પીધો. વગર મનનું જમી લઈ સાકરના ઘરતરફ હેરયું લીધું.

ઘરે પુગતા દાખલ થવાનો દરવાજો જે બંધ હતો તે વાધરાએ ખોલ્યો અને જહાંગીરને તેને આગલા રૂમમાંજ "આવો—આવો" કરીને ટેબલ આગળ બેસાડી દીધો !—જ્યાં ટેબલ ઉપર બે ત્રણ જાતની દારૂની બાટલીઓ ખુલ્લી પડી હતી અને બે ત્રણ ગલાસમાં થોડો થોડો દારૂ પડયો હતો.

વાધરાએ તરત એક ગલાસ કહાડયું અને તેમાં નામતાં બોલ્યો "હું ઘણો વખતથી વીચાર કરતો 'તો કે એક દહાડો આપરે સાથે બેસીને પાર્ટી કીધી નથી, તે તક આજે મલીછ, ને આશા રાખુંછ કે મારો શખુન કણુસી આજે એક ગલાસ છાંટો નોશ કરી જશો."

વાધરાની આ ઓફર જહાંગીરને સ્વીકારવીજ પડી. તેને તે દારૂ પીધો. જહાંગીર, અત્યારે વાધરાને મનથી અણુગમતો પરોણો હતો તોપણ તેને જહાંગારને છાંટા પાણીથી તર કીધો ! અને જહાંગીરને પોતાની સાંભળેલી હકીકતની નજરે ખાતરી કરવી હતી તેથી વાધરા સાથે શરૂઆ-વથી વીઊંડું લેવામાં સાર નહીં સમજી તેને તે પીધો.

તે પી રહ્યો ને વાધરાએ મોહડું સમારવાનું તેના આગળ ધર્યું. અને બોલ્યો, "સાકર પેલા ઓરડામાં સુઈ ગેઈ હોશે હં, હું એને બોલાવી લાવું–"એમ કહી તે જહાંગીરના જવાબની રાહ જોયા વગર બીજા ઓરડામાં વત્તી ગયો. અને લગભગ પંદરેક મીનીટ તેઓએ મસલત ચલાવી સલીમને પાછલે બારણેથી રવાના કરી દીધો, અને જહાંગીર આગલ સાકર હસ્તી હસ્તી દોડી આવી. (અપુર્ણ)

**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૯ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૦ કીસમતનાં કૌટક
૧૧ ભાગ્યવંત ભામીણી
૧૨ ખાવીંદ કે ખજાનો?
૧૩ બીજવરની બાજી
૧૪ પાડોશીની પુત્રી
૧૫ ગોરી બલા
૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ છિછાછલીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેન શકતી
૨૭ ડોળતી દયાનત
૨૮ તોખમમાં તબેશરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફેકતનો ફાંફો!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખ્તીના પારાવાર!
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુંગી મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી,
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુને જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરપીણુ કારગો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા!
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ કુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ ઠગાઇ કોની સગાઇ?
૫૪ બપકાબંધ ભરથાર!
૫૫ "ભોળપણુનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ બે બમાન કોણ—મરદ કે ઓરત!
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કૉમિડી!
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તચની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તેજેશ.

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY.

નંબર ૮૦ મી આવતી વાર્તા, નામ—

**" માયાનો મોહ "**

આવતી તા. ૧ લીએ બહાર પડશે.